# ચિકિત્સા દર્પણ



કાશી વિશ્વનાથ.
(ઝીંઝા)

# ચિકિત્સાદર્પણ.

લેખક

મહોપાધ્યાય કાશીવિશ્વનાથ પ્રલ્હાદજી વ્યાસ.

એલ. એ. એમ.-ગૃહીતાયુર્વેદશાસ્ત્ર, સાહિત્યાચાર્ય,

કાવ્ય-સાહિત્યવિશારદ, મીમાંસા શાસ્ત્રી.

ઊંઝા.

પ્રકાશકઃ-

શા. ભોગીલાલ નગીનદાસ.

ઊંઝા ફાર્મસી-ઊંઝા

સંવત ૧૯૯૫ ∴ સન ૧૯૩૯

પ્રત ૨૦૦૦

મૂલ્ય-આઠ આના.

# નિ વે દ ન.

આ પુસ્તકમાં દરદો થવાનાં કારણો, લક્ષણો તથા ઉપાયો સ્હેલી ભાષામાં આપેલા છે.

આશા છે કે દરેક તેનો પુરો લાભ ઉઠાવશે.

શિંઝા. }
તા. ૨૪-૫-૩૯ }

લી. આપનો
ભોગીલાલ નગીનદાસ.

## અનુક્રમણિકા.

# ચિકિત્સા દર્પણ.



## તાવ

તાવની મૂળ ઉત્પત્તિ વિષે એક પૌરાણિક વાત છે, ભગવાન્ રૂદ્રનો ક્રોધ જ્વરરૂપે જગતમાં આવી વસ્યો છે એવો એનો સારાંશ છે. એ ઉપરથી એટલું તારવી શકાય કે તાવ પછી તે ગમે તે પ્રકારનો હોય પણ પિત્તથી એની ઉત્પત્તિ હોઇ પિત્ત વધે એટલે ઉષ્મા વધે. આધુનિક સિદ્ધાન્ત પણ જ્વરમાં ગરમીનું પ્રમાણ વધે છે એવું કહે છેજ ને?

બીજી એક બાબત લક્ષમાં રાખવા જેવી એ છે કે, શરીરમાં પ્રવેશવા પામેલાં રોગોત્પાદક જંતુઓ અને લોહીનાં શ્વેત કણો સાથે જ્યારે ઝપાઝપી થાય છે ત્યારે ઉષ્મા વધી જાય છે. જેટલી જંતુઓ સામે ઝઝુમવાની શક્તિ વધારે તેટલો તાવ તીવ્ર હોય, આ અહીં કહેવાનો ઉદ્દેશ એટલોજ

કે સારા તંદુરસ્ત બાળક કે યુવાનમાં જીવનશક્તિ વધારે હોવાને પરિણામે તીવ્ર તાવ આવે તો એથી ગભરાઈ ગયા વિના યોગ્ય ઉપચારો કરવા. અને ઘરડા માણસો અગર નબળી જીવનશક્તિ ધરાવતાં સ્ત્રીપુરૂષોમાં તાવ બહુ મંદ હોય એથાં એને 'મટી જશે' એમ માની બેદરકાર રહેવું નહિ. પરંતુ, ખંતથી સતત ઔષધો આપ્યે જવાં.

ઉપચારની દૃષ્ટિ રાખીને જોઇએ તો તાવ બે પ્રકારના છે. શારીરિક અને માનસિક.

વાયુ વગેરે દોષના પ્રકોપ પૂર્વક અથવા વાગવા કરવાથી આવેલા તાવો શારીરિક વિભાગમાં મુકી શકાય અને માનસિક તાવોથી તેમને જુદા પાડવાની રીત એ છે કે ઇન્દ્રિયોની વ્યાકુલતા અને દેહનો સંતાપ વધારે હોય, જ્યારે માનસ જ્વરમાં ચિત્તની વિકૃતિ, ઉદાસીનવૃત્તિ, ગ્લાનિ, અને મનનો સંતાપ વધુ હોય. માનસ જ્વરોમાં ઔષધો કામ ઓછું બલ્કે ન પણ આપે. એટલે યોગ્ય ઔષધો આપવા છતાં ફાયદો ન માલુમ પડે તો માનસ જ્વર બાબત વિચાર કર્યા વગર ઔષધ ઉપર આક્ષેપ મુકવાની વૃત્તિ રાખવી નહિ.

લોકોપયોગી દૃષ્ટિએ આપણે જોઈએ તો કાયમ ભર્યો રહેતો અથવા સાધારણ તાવ, ચડઉતરનો અથવા વિષમ જ્વર, હાડમાં રહેતો તાવ અથવા જીર્ણજ્વર, ઉથલા ખાતો તાવ અથવા પુનરાવર્તકજ્વર, મોતીઝરો અથવા મુદતીઓ તાવ, ઈન્ફ્લ્યુએન્ઝા અથવા કફવાતજ્વર, ન્યૂમોનિઆ અથવા ત્રિદોષજ્વર, એવાં એવાં નામો ગણાવી શકાય.

## જવર પૂર્વરૂપ અને તેની ચિકિત્સા

ખરેખર તાવ આવે એ અગાઉ, આળસ, બગાસાં, આંખમાં દાહ, અરૂચિ, ચ્હેરો પડી જવો, આંખમાંથી પાણી ઝરવું. અંગ ફાટવાં, એવાં એવાં સૂચક લક્ષણો થઇ આવે છે. એવું થવા માંડે તો તે દિવસે ખાવું નહિ અને ભૂખ્યા ન રહી શકાય તો મગનું પાણી લેવું. કાળીજીરીનો ચ્હા બનાવી પીવો અથવા ફુદીનો, સુંઠ, મરી, તુલસીનાં પાન અને તજનો ઉકાળો કરી પી લેવો.

## જવર લક્ષણ અને ચિકિત્સા

સાધારણ કમકમી કે સખત ટાઢ સાથે તાવ આવ્યાનું દરદી કહે છે, પણ કદાચ પ્રથમથીજ દાહપૂર્વક તાવ શરૂ થાય છે. શિરોવેદના, બેચેની, અંગોમાં અને ખાસ વાંસામાં ફાટ, ગ્લાનિ, અને અશક્તિ, એ લક્ષણો બહુ સામાન્ય છે. ચામડી ગરમ અને લુખ્ખી લાગે છે, ભુખ લાગતી નથી, જીભ ઉપર છારી બાઝે છે, દસ્ત કબજ રહે છે, પેશાબ બહુજ પીળો અને થોડોક થાય. નાડી વેગમાં ચાલે છે અને શ્વાસોચ્છ્વાસ પણ ઉતાવળે ચાલે છે. તાવનું જોર વધારે હોય તો પેશાબનો રંગ લાલ પણ હોય છે.

આ લક્ષણો થાય ત્યારે સુદર્શન ચૂર્ણ વા. ૩થી વા. ૮ની માત્રામાં ઉમ્મરનો વિચાર કરીને પાણી સાથે ફાકી જવું. દિવસમાં ત્રણ વખત આ પ્રમાણે કરવું.

ચૂર્ણ ફાકવાની ઈચ્છા ન હોય તેણે સુદર્શનક્વાથ પ્રવાહી તોલો ૦। થી તો. ૧ ની માત્રામાં પાણી મેળવીને સવાર સાંજ પીવો.

એ પણ પીવું ન ગમે તેણે સુદર્શન ઘનવટી બે સવારે અને બે સાંજે પાણી સાથે ઉતારી જવો.

ત્રિભુવન કીર્તિરસની એકેક ગોળી આદાના રસ, તુલસીના રસ કે મધ સાથે સવાર, બપોર, સાંજ, લેવી. પંચવક્ર રસ પણ એજ માત્રા અને અનુપાનમાં લેવાથી ફાયદો થાય છે.

જુલાબ લેવાની જરૂર જેવું જણાય તો જ્વરમુરારિ રસની એક ગોળી રાત્રે અથવા સવારે આદાના રસ સાથે આપી દેવી. જેને સ્હેજમાં જુલાબ લાગે તેવો કોઠો ન હોય તેને બે ગોળીઓ આપી દેવી. દસ્ત સાફ થવાથી તાવ નરમ પડી જશે.

તાવ ચડઉતર થતો હોય અને પહેલેથી ટાઢ વાઈને ચઢતો હોય તો નિમ્બાદિ ચૂર્ણ વા. ૬ અને ફુલાવેલી ફટકડી વા. ૨ પાણી સાથે સવાર સાંજ પી જવું. અગર ફટકડી વા. ૨ સાકર મેળવીને ફાકી જવી.

શરૂમાં ઉનો તાવ આવીને પછી શીત આવે તો જ્વર ધૂમકેતુરસ ગોળી ૧, સુદર્શન ચૂર્ણ વા. ૨, સાજીનાં ફુલ વા. ૧ઃ ની એક પડીકી આદાના રસ કે તુલસીના રસ સાથે લઇ લેવી. દિવસમાં ત્રણ પડીકીઓ લેવી.

ચડઉતરના કોઈપણ પ્રકારના વિષમ જ્વરમાં (મેલેરિયા) પણ ક્વિનાઈન જેવુંજ સુંદર કામ આપનારી સપ્તપર્ણવટી શરૂ કરવી. બબે કલાકને ગાળે એકેક ગોળી આપવી. આખા દિવસમાં થઈને છથી આઠ કરતાં વધુ ગોળી લેવી નહિ.

મેલેરીયા મિક્ષ્ચર દિવસમાં ત્રણ વખત આપવું. પણ તે તાવ આવવાનો વખત હોય તે અગાઉ આપવું.

વિષમજ્વરોના સારા ઉપાયોમાંનો એક અભયાદિક્વાથ પણ છે.

વિષમજ્વરાંતકલોહ, નારાયણજ્વરાંકુશ, ચંદનાદિલોહ, બૃહત્ સર્વજ્વરહરલોહ, આ બધા રસો વિષમજ્વરમાં સારા ઉપયોગી છે.

નવોજ તાવ આવ્યો હોય તે વખતે વિશ્વતાપહરણ રસની એકેક ગોળી મધ અને તુલસીના રસ સાથે સવાર, બપોર અને સાંજના આપવી. એવીજ રીતે નવજ્વરેભસિંહ, રત્નગિરિ રસ કે ગદમુરારિ રસ વાપરીને પણ ફાયદો મેળવી શકાય.

ટાઢ ચઢીને આવતા તાવમાં શીતભંજી રસ ૦ાા વાલ જીરૂ અને સાકર બબે આનીભાર મેળવીને સવાર, સાંજ આપવાથી ધારેલી અસર થાય છે.

જીર્ણજ્વરની બહુ ઓળખાણ આપવી પડે તેમ નથી એક વખત તાવનો હુમલો થયા પછી જે ઝીણો તાવ ઘર કરીને શરીરમાં રહે છે તે જીર્ણજ્વર. જીર્ણજ્વરની દરકાર કરવામાં ન આવે તો ક્ષય જેવા ભયંકર રોગો થવા પામે છે. માટે તેની ચિકિત્સા કાળજીથી લાંબો વખત કરવી.

સુવર્ણ વસંતમાલતી વા.૧+ગળો સત્વ વા.૨+લીંડી-પીપર વા.૨નાં પડીકાં બે કરી સવાર, સાંજ મધમાં ચાટવું.

ત્રિપુરભૈરવ રસની ગોળી બે સવારે અને બે, ગોળી સાંજે આદાના રસ સાથે લેવી.

જ્વરનાગમયૂરચૂર્ણ સવાર, બપોર અને સાંજના એકેક વાલ મધ સાથે આપવું.

ઉપરના કોઈપણ પ્રયોગની સાથે અભયાદિકવાથ લેવાથી શીઘ્ર અસર થાય છે.

હીરાયુક્ત અથવા વૈક્રાન્તયુક્ત જયમંગલ રસની એકેક ગોળી સવાર સાંજ જીરૂ અને મધ મેળવીને આપવી.

ઇન્દ્રિયદમન નહિ કરવાથી કુપથ્ય થઇ જતાં ઉતરી ગયેલો તાવ દોષપ્રકોપ થવાથી ફરી પાછો ઉથલો મારે છે આવા ઉથલા મારતા તાવને પુનરાવર્તકજ્વર કહે છે.

આવા પુનરાવર્તકજ્વરનો વેગ મંદ થઇ જાય એટલા પુરતું શિલાજીતવાળી ચન્દ્રપ્રભાવટી બે આપી દેવી ઉપર કાળીજીરીનો ચ્હા આપવો. પછી કડુ, કરિઆતુ, નાગરમોથ, પિત્તપાપડો અને લીંમડાની ગળો ( કિરાતતિક્તકાદિ )નો ક્વાથ હંમેશ પાવો, તાવ જરૂર જશે. એની સાથે બ્હત્ સર્વજ્વરહરલોહ, વિષમજ્વરાંતકલોહની એક એક ગોળી બે વખત મધમાં આપવી. એથી લાભ શીઘ્ર થાય.

મોતીઝરો અથવા મુદતીઓ તાવ Typhoid Fever. આ તાવનું જોર શરદૃઋતુમાં વિશેષ હોઈ પિત્તનો પ્રકોપ વધારે હોય એમ સ્હેજે સમજી શકાય તેવું છે. પ્રાયઃ એકવીસ દિવસ આ તાવ રહેતો હોઈ એને મુદતીઓ તાવ પણ કહે છે.

તાવ એકાએક આવે છે, માથાનો દુઃખાવો, બેચેની તથા નબળાઈ બહુ માલુમ પડે છે. દસ્ત કબજ રહે છે, ઉધરસનું ઠમકું આવી જાય છે, રાત્રે ઉંઘ આવતી નથી, પાતળા ઝાડા સાથે પેઢુમાં જમણી બાજુ દાબતાં દુઃખાવો

થાય છે. ૧૦૩ થી ૧૦૫ ડીગ્રી સુધી તાવ અઠવાડીયામાં તો ચઢી જાય છે. ગરમીના પ્રમાણમાં નાડીનો વેગ ઓછો હોય છે. સાંજના બે ડીગ્રી વધીને સવારમાં એક ડીગ્રી ઘટે એ રીતે આ તાવમાં ગરમી ૧૦૫ સુધી વધે છે. પેશાબ બંધ થાય છે અથવા લાલ રંગનો આવે છે.

બીજા અઠવાડીઆમાં ઝાડા દાળના ફોતરા જેવા અને પાતળા થાય છે એ એની ખાસીઅત છે. આ વખતે નાના આંતરડામાં ચાંદાં પડે છે એટલે ઝાડામાં લોહી પણ દેખાય છે. તાવ આવ્યાના સાતથી બારમા દિવસ સુધીમાં શરીરે ગુલાબી રંગનાં બિંદુઓ દેખાય છે. તે સ્હેજ ઉપસેલાં, નરમ અને દબાવવાથી દેખાતાં બંધ થાય એવાં હોય છે. પહેલા પેટ ઉપર અને પછી શરીરના બીજા ભાગો પર દેખાય છે. કેટલીક વાર એ મોતી જેવા દાણા એટલા ઓછા હોય છે કે જોવામાં પણ ન આવે. આ લક્ષણ ઉપરથી જ આ રોગને મોતીઝરો નામ મળ્યું છે. બકવા અને સનેપાત આ અઠવાડીયામાં થાય છે.

દવા કરતાં આ રોગ સારી સારવાર માગે છે. હવાલામાંથી ઉતરી શકે એથી મોટા કણ જેમાં રહી જતા હોય એવો ખોરાક આપવો એ મૃત્યુનો સંભવ ઉપજાવનાર છે, એથી ફક્ત દૂધ, મોસંબી વગેરે આપવું. જુલાબ આપવો નહિ. દરદીને પરિશ્રમ પડવા દેવો નહિ. ચાલે એમ ન હોય તો જ જુલાબ માટે એરંડિયું આપવું અથવા બસ્તિ દેવો. સ્વચ્છ આબોહવા, અને ગુગળ વગેરેના જંતુઘ્ન ધૂપ જરૂરી છે, હમેશનું માગે તો ચાર શેર પાંચ શેર પાણી પાવું એ

ફાયદાકર છે. ગરમી અસહ્ય હોય અને બકતો હોય તો માથે નવસાર અને સુરાખારનાં પોતાં મુકી શકાય.

મોતીભસ્મ ૦॥) રતિ, વાંસકપૂર ૩) રતિ અને ઇલાયચીના દાણા ૩) રતિ મધ સાથે દિવસમાં બે વખત આપવું.

સૂતશેખરરસ[સુવર્ણયુક્ત]ની દિવસમાં ત્રણ વખત ૧ થી ૨ ગોળી મધ સાથે આપવી.

હેમગર્ભપોટલીરસ કાળાં મરી અને મધ સાથે ૧ થી ૨ રતિ સવાર સાંજ આપવો. આથી દરદીને શક્તિ રહે છે.

લક્ષ્મીનારાયણરસ આદાના રસ સાથે એક એક ગોળી ત્રણ વખત દિવસમાં આપવાથી આ તાવમાં સારો ફાયદો થાય છે.

## INFLEUENZA–કફવાતજ્વર

સખત માથાનો દુઃખાવો અને શરીરના ધ્રુજારા સાથે આ તાવ શરૂ થાય છે. થોડા કલાકમાં તો ૧૦૨ કે ૧૦૪ ડીગ્રી તાવ ચઢી જાય છે. પાંચ દિવસની અંદર તો પરસેવો વળીને તાવ ઉતરી જાય છે પણ આખું શરીર દુઃખ્યા કરે છે. આંખોમાં રતાશ આવે છે અને પાણી ઝરે છે, સળેખમ થાય છે અને છાતી જડાઈ જાય છે. તાવના પ્રમાણમાં અશક્તિ અત્યંત આવે છે. જીભ ખુબજ છારી વાળી હોય છે, આની અસર શ્વાસપથ, અન્નમાર્ગ અને જ્ઞાનતંતુઓ ઉપર થાય છે.

લંઘન કરવું, સંપૂર્ણ આરામ લેવો, અને ગરમ મસાલો નાખીને અમીરી ચ્હા પીવો અથવા કુંવાડાઆની

કોફી પીવી. અગર તો સુંઠ, મરી અને તુલસીનો ઉકાળો પીવો. છાતીએ શેક કરવો, અળશીનો લેપ કરવો.

ઝાડાની કબજીઆત ઉપર આ તાવમાં અશ્વકંચુકીરસની કોઠા પ્રમાણે એક કે બે ગોળી આદાના રસમાં આપી દેવી. સરસ રીતે પેટ સાફ આવશે. તાવની શરૂઆતથી જ તુલસીનું સત્વ અને રત્નગિરિરસ આપવાં. ત્રિભુવનકીર્તિરસની એક ગોળી આદાના રસ સાથે અથવા તુલસીના કે નાગરવેલના પાનના રસ સાથે દિવસમાં ત્રણ વખત આપવી.

## ત્રિદોષજ્વર

ટાઇફોઇડની જેમ ન્યૂમોનીઆની ગણતરી પણ મુદતીઆ તાવમાં છે મોતી જેવા દાણા નહિ જોવાથી એને આપણે જુદો ગણીએ પણ માવજત તો બેની સરખી કાળજીથીજ કરવી ઘટે છે. સાતમે, દસમે અથવા બારમે દિવસે તાવ ઉતરે છે. ૪૨ દિવસ સુધી પણ તાવ ન ઉતર્યાના પ્રસંગ નથી બનતા એમ નહિ. અશક્તિ બહુ આવી જાય છે. છાતીમાં બહુ કફ ભરાઈ જઇને ખાંસી તથા સખત તાવ આવવાથી ઉંઘી શકાતું નથી. નિષ્ણાત ચિકિત્સકની સલાહ લઇનેજ દવા કરવી. ટાઇફોઈડમાં દૂધ આપવા કહ્યું છે પણ આમાં દૂધ ગરમ મસાલો નાખેલું આપવું.

બૃહતકસ્તુરીભૈરવ રસ બે રતિ આદાના રસ સાથે આપવો. સન્નિપાતભૈરવ રસની ગોળી ૧ આદાના રસ સાથે આપવી અને ઉપર અભયાદિ ક્વાથ પાવો.

છાતીમાં શૂલ આવતું હોય તો શૃંગભસ્મ આપવી. વૈદ્ય ડાક્ટરની સલાહ તરત લઇને જ આગળ વધવું.

## સૂતિકાજ્વર

સુવાવડમાં તાવ લાગુ થયો હોય તો પ્રતાપલંકેશ્વર રસની એકેક ગોળી આદાના રસમાં દિવસમાં ત્રણ વાર આપવી, અથવા બૃહત્સૂતિકાવિનોદ રસની એકેક ગોળી મધ સાથે કે દૂધ સાથે સવાર સાંજ આપવી.

## દુર્જલજ્વર

આ જમાનામાં પાણી લાગવાથી કેટલાકને તાવ આવે છે તેવા પ્રસંગે દુર્જલજેતા રસની ગોળી એકથી બે આદાના રસ સાથે દિવસમાં બે વખત આપવી.

## બાલજ્વર

બાળકોને આવતા સર્વજ્વરમાં બાલરસ એકથી બે રતિ જેટલો મધ સાથે આપવો.

## જ્વરાતિસાર

તાવ આવતો હોય અને સાથે સાથે ઝાડા પણ થતા હોય તો આનંદભૈરવ રસની ગોળી બે આદાના રસ સાથે દિવસમાં બે વાર લેવી અથવા સિદ્ધપ્રાણેશ્વર રસની નાની મોટી ઉમ્મર જોઇને ત્રણથી આઠ વાલની માત્રા પાનમાં ખાઈ જવી અને ઉપર દોઢપાશેર ગરમ પાણી પી જવું, હિંગુલેશ્વર રસની એક એક ગોળી સવાર સાંજ ઠંડા પાણી સાથે આપવી. આમાંની કોઈ પણ દવા લેતા હોય તેની સાથે સુદર્શનચૂર્ણની ચ્હા બનાવીને આપવી.

## અતિસાર

વારંવાર ઝાડે જવું પડતું હોય અને પેટમાં ડુંટીની આજુબાજુ ચુંકાયા કરતું હોય ત્યારે લોકો કહે છે કે પીચોટી ટળી છે. પણ 'પીચોટી ટળવી' એ નામના રોગનો ઉલ્લેખ આયુર્વેદમાં ક્યાંય નથી. એ રોગ બીજો કોઈ નહિ પણ અતિસાર જ છે. ઝાડા થવાનું મુખ્ય કારણ અગ્નિમાંદ્ય છે એટલે ઝાડા ઘણું ખરૂં કાચા હોય છે. શરીરની જલધાતુઓ જેવી કે અન્નરસ-મૂત્ર-સ્વેદ વગેરેનું પ્રમાણ વધી જતાં અગ્નિ મંદ થાય છે અને કુપિત થયેલો વાયુ વધેલા પાણી સાથે મલને બહાર ધકેલી મુકે છે. અજીર્ણની અસર તો ખરીજ, અરૂચિ પણ રહે અને મ્હોં મોળું પડી જાય. ઝાડો ચુંકાઇને આવે છે. દૂષિત થયેલો અપાનવાયુ ઊંચે ચઢવા લાગતાં પેટ ફુલી જાય છે. અને ગુડગુડાટ થાય છે. કદાચ વાછૂટ થાય છે તો દુર્ગંન્ધ ફેલાય છે. જીભ ઉપર પીળી ધોળી છારીનો થર માલુમ પડે છે. ઝાડા અતિશય થઈ જાય છે તો અશક્તિ બહુ આવે છે અને નાડી ઝીણી તેમજ થડકતી ચાલતી હોય છે. કદાચ પગે ગોટલા પણ બાઝે છે. આવે વખતે આંતરડાંની નબળી પડેલી દિવાલમાં જો ચાંદુ પડી જાય છે તો મલમિશ્રિત કાળા રંગનું લોહી પડે છે.

પીચોટી ટળે છે એટલે લોકો પેટ ચોળાવે છે. જો બરાબર રીતે ચોળવામાં આવે છે તો ઝાડા મટી પણ જાય છે નાભિની નીચે પીચોટીનું ઘર માનવામાં આવે છે. પીચોટી ઘરમાં હોય ત્યારે ત્યાં આંગળાં મુકવાથી ત્યાંજ ધડકારા થાય

છે પણ જ્યારે ધડકારા આઘા પાછા ખસી ગયેલા હોય છે ત્યારે જ આ રોગ થાય છે ચોળવાથી ધડકારા ઠેકાણે આવી જાય છે. આવી લોકમાન્યતા અને અનુભવ છે. શાસ્ત્ર-વિધાન મળતું નથી.

ઘણું ખરૂં શરૂઆતમાં ઝાડા કાચા હોય છે એટલે તરત ઝાડા બંધ કરવાની દવા આપવી એ સારૂં નથી. એ વખતે તો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય અને પાચન સુધરે તેવી ઔષધિ આપવી જોઇએ અને દરદી સહન કરી શકે તેમ હોય તો તે દિવસે ભુખ્યો રાખવો અને હરીતકી ચૂર્ણ તો. ૦। પાણી સાથે પાઇ દેવું. એથી પેટનો મલ સાફ થઇ જશે. પછી શિવાક્ષારપાચનચૂર્ણ અથવા વડવાનલ ચૂર્ણ બબે આનીભાર સવારસાંજ પાણી અથવા મોળી છાસ સાથે આપવું.

દિવસમાં બે વાર ચિત્રકમૂળનું ચૂર્ણ એકથી બે આની ભાર જેટલું છાસ સાથે લેવું.

આમ છતાં ઝાડા બંધ ન થતા હોય તો જાતિફલાદિ-વટી એક એક ગોળી દિવસમાં ત્રણ વખત આપવી. જંબુત્વકનો પ્રવાહી સાર (Liquid Extract of Syzygium lambolanum) થોડા દિવસ આપવો.

આનંદભૈરવ રસની ગોળી એકેકી દિવસમાં બે વખત બે વાલ કડાછાલના ભુકા સાથે અથવા આદાના રસમાં આપવાથી અગ્નિ પ્રદીપ્ત થઇને ઝાડા બંધ થાય છે.

કર્પૂર રસની એક બે ગોળી દિવસમાં ત્રણ વખત આપી હોય તો બે ચાર દિવસમાંજ ઝાડા મટી જાય છે. પણ

રોગની શરૂઆતમાં જ્યારે ઝાડા કાચા થતા હોય ત્યારે આ દવા દેવી નહિ.

બને તેટલું લંઘન કરવું. તાંદળા અને દહીં કે છાસ ઉપર રહેવું. શરદી લાગવા દેવી નહિ અને સંપૂર્ણ આરામ લેવો. ભારે ખોરાક, શાકભાજી, વાયડાં પદાર્થો, ખાવાં નહિ. પેટમાં ખુબ ચુંક આવતી હોય તો ટરપેન્ટાઇન તેલની માલીસ કરવી અને ઉપર પાણીની કોથળીથી શેક કરવો.

## મરડો

મરડો એટલે લાંબા વખતના અતિસારનું વિશિષ્ટ સ્વરૂપ કહીએ તો ચાલે. પણ કેટલીકવાર વગર અતિસારે પણ મરડો થઇ જાય છે. એના નામમાંજ એની ખાસીઅતવાળો અર્થ સમાયલો છે, આંતરડાંમાં અમળાઇને-મરડાઇને ઝાડો ઉતરે માટે મરડો. બીજું લક્ષણ એ છે કે રોગી ઘણુંએ કરાંઝે પણ ઝાડો થાય નહિ. ટીંપું બે ટીંપાં જળસ અને લોહી નીકળે. શરૂમાં તો થોડાક મળ નીકળે પણ પછી તો મળનું નામ નહિ. પેટમાં તો જાણે કોઈ દાતરડું ફેરવતું હોય તેવી વાઢ થાય છે. હજી તો ઝાડે ફરી હાથ ધોયાએ ન હોય ત્યાંતો એવી હાજત થાય કે જો નહિ જવાય તો કપડાં બગડશે. પણ લોટો લઇ જતાં ઝાડો થતો જ નથી. પેટમાં થતી વાઢ કંઈક શાંત પડે છે. પણ પેટ તો ભર્યું ભર્યું જ લાગે છે.

પરિણામે અશક્તિ, ચ્હેરાનું લેવાઇ જવું, આફરો, ઓટલા, છારી વગેરે લક્ષણો સાથે પછી તો તાવ પણ આવે

છે અને જીભ સુકી થઈ જાય છે તથા કાંટા ઉગ્યા હોય એવી લાગે છે.

શરૂમાં અધોળ એરંડીયું (castor oil) સુંઠના ઉકાળામાં પાઈ દેઇ દસ્ત સાફ થયા પછી નીચેની દવા આપવી.

હરીતકી ચૂર્ણ તો. ०। ગોળ, ઘી અને મધ તથા તેલ મેળવીને ખાઇ જવું. બહુજ જલદીથી રોગનો નિવેડો આવશે.

બૃહત્ શંખવટી બબે ગોળીઓ દિવસમાં બે વખત છાસ સાથે આપવી. મરડો લાંબો વખત ચાલ્યો હોય ત્યારે કર્પૂર રસ ગોળી ૧ + પંચામૃત પર્પટી રતિ ૧ + પીપર રતિ. ૩ + કપિત્થાષ્ટક ચૂર્ણ બે આનીભાર મેળવીને મધમાં ચાટી જવું અથવા છાસ સાથે લેવું. એ રીતે દિવસમાં ત્રણ વાર દવા લેવી. ઉમતું જીરૂ તોલો ०। નો લુવાબ સાકર સાથે પી લેવો, મરડામાં એ સારી અસર કરે છે. આમરાક્ષસી ગુટીકા સવારસાંજ બબે આપવી.

## સંગ્રહણી.

સંગ્રહણીના નામથી પ્રચલિત થયેલ આ રોગને ગળતીના નામે પણ ઓળખે છે. અગ્નિમાંદ્ય આ રોગનું મૂળ છે પાચક રસનો હોજરીમાં અભાવ રહે છે. આહારમાં આવતાં ચરબીનાં, ચૂનાનાં વગેરે ઉપયોગી તત્ત્વોને પચાવવાની શક્તિ આંતરડાંમાં રહેતી નથી.

એટલે સ્હવારના પહોરમાં દરદીને પુષ્કળ પ્રમાણમાં પીકકા રંગના ફીણવાળા, ચીકણા ઝાડા થઈ જાય છે. પણ તેની સાથે તાવ હોતો નથી. થોડા દિવસની મ્યાજીઆતને

અંતે એક દિવસ દસ્ત થઇ આવે છે અને વળી દસ્ત કબજ થઇને એનું એ થાય છે. જીભ બહુ આળી થઇ ગઇ હોય છે અને ઝીણી ઝીણી ફોલ્લીઓ ઉપડી હોય તેવી દેખાય છે પાછળથી એ ફોલ્લીઓ અદશ્ય થઈ જતાં જીભ કંઈ જાડી અને ફીકકી પડી જાય છે ઓઠ અને ગલફોરાંની અંદરની ચામડી ઉપર ચાંદાં પડે છે. ફીકકાશ આવી જાય છે. શરીર ઘસાતું જઈ કૃશ થઇ જાય છે. ચામડી લુખ્ખી અને કરચલી વાળી થઇ જાય છે. જુદાં જુદાં તીખાં તમતમાં ભોજન જમવાનું મન થાય છે, ખાધેલું પચતી વખતે આંતરડાંમાં આફરો આવે છે. દરદ જુનું થતાં પગે સોજા ચઢી આવે છે, અને ગોટલા ખાઝે છે. રોગીને ગોળાનું, હૃદયનું કે બરોળનું દરદ હોવાની શંકા રહે છે.

સંગ્રહણીના દરદીને દવા આપતા પૂર્વે તેનો ખોરાક તદ્દન બંધ કરી દેવો, અને 'ઉદશ્વિત્' ઉપર રાખવો. ખુબજ પાણી રેડીને બનાવેલી છાશને 'ઉદશ્વિત' કહેવાય. ખાટી અગર વાસી છાસનો ઉપયોગ કદીએ કરવો નહિ.

છાસ બનાવવાની એક ખાસ પદ્ધતિઃ—એક રૂપિયાભાર ચિત્રકમૂળનું ચૂર્ણ છાશમાં મિલાવી વાસણમાં ચોપડી તેમાં દહીં મેળવવું અને બીજે દિવસે એની છાસ કરી પીવી. આ છાસ સારો ફાયદો આપે છે.

સાથે સાથે પંચામૃત પર્પટીનું પીપર અને મધ સાથે સેવન રાખવું. ચોવીસ દિવસનો નીચે મુજબ પ્રયોગ કરવો. પહેલા દિવસે એક રતિ પંચામૃતપર્પટી લેવી અને પછી દરરોજ અકેક રતિ વધારતા જવું એમ બાર દિવસ કરવું.

તેરમા દિવસથી એકેક રતિ ઉતરતા જવું. આને વર્ધમાન પર્પટી પ્રયોગ કહે છે. એવી રીતે સુવર્ણ પર્પટી અને વિજય પર્પટીનો ઉપયોગ લાભદાયક નીવડે છે.

ગ્રહણીગજકેશરી અથવા ગ્રહણીકપાટરસ એકેક ગોળી અને ગ્રહણીગજશાર્દૂલ ચૂર્ણ એકેક વાલ, તથા ચિત્રકાદિ-વટીની બબે ગોળીઓનું મિશ્રણ ચોખાના ધોવણ સાથે અથવા મધ સાથે સવાર સાંજ આપવું.

પેટમાં પીડ આવે તે માટે ધીમો શેક કરવો, અને આકડાનાં પાનને ગરમ કરી એરંડિયું તેલ ચોપડી પેટ પર બાંધી દેવાં.

પરદેશ જનારાઓએ ત્યાંનું પાણી લાગી ન જાય તે માટે ખાસ ધ્યાન રાખવું ઘટે. પરદેશ જઇનેથોડા દિવસ દરરોજ જવખાર અને હળદરનું ચૂર્ણ ગરમ પાણી સાથે પીધા કરે તો પછી પાણી લાગવાનો ભય નથી રહેતો.

## વિસૂચિકા.

અંગ્રેજીમાં કોલેરાના નામે ઓળખાતા વિસૂચિકાના આ વ્યાધિને જનતા 'કોગળીયુ' કહી જાણે છે. ઉલટીઓના ઉપરાછાપરી થતા કોગળાની નજરે એને કોગળીયું અને સોચો ભોંકાવા જેવી પેટની તીવ્ર વેદના લક્ષ્યમાં રાખીને વિસૂચિકા નામ આપ્યું જણાય છે.

ઉપરનાં બે લક્ષણો ઉપરાંત ચોખાના ધોવણ જેવા ઝાડા પેશાબ સહેજ અથવા સમુળગો ન થવો, તરસ અતિ-શય લાગવી અત્યંત અશકિત નખ, ચામડી વગેરે કાળાં થવાં એ સામાન્ય છે.

આ રોગમાં હેડકી શરૂ થવી એ અશુભ લક્ષણ છે.

ઉલટી માટે મીઠાનું પાણી ગરમ પાંચ પાંચ મિનિટે પીવા આપવું. અને પછી પેટ ઉપર રાઇનો લેપ કરવો.

ખાવા આપવું નહિ. પીવા માટે પણ ફુદીનો અને એલચીનું ઉકાળેલું પાણી આપવું. પેશાબ બંધ થઈ ગયો હોય તો કેસુડાં બાફીને પેઢુ ઉપર બાંધવા અથવા એક આની ભાર સૈંધવ ઘી સાથે આપવું જેથી તુરત પેશાબ આવશે.

અડધા અડધા કલાકે ઝાડા અને ઉલટી બંધ થાય ત્યાંસુધી આનંદધારાનાં પાંચ પાંચ ટીંપાં આપ્યા કરવાં. હાથે પગે શીત આવે તો બૃહત્‌કસ્તુરી ભૈરવ રસની ગોળી એક આદાના રસ સાથે આપવી. દર્દીને છાસ આપી શકાય અને દરદની શરૂઆતમાં તો ઇચ્છાભેદીની ચારથી આઠ ગોળી આદાના રસ સાથે આપી દેવી. પછી દસ્ત બંધ કરવા માટે અહિફેનાસવ, મૃગમદાસવ, કર્પૂરાસવમાંની કોઈપણ એક બનાવટનો ઉપયોગ સફલ નીવડે તેમ છે. ભુખ ઉઘડવા માટે ક્રવ્યાદ રસ જેવો ઔષધિ પણ આપ્યા કરવી. હારિતસંહિતાનો વિશ્વાદિકષાય પણ સારો છે.

## કબજીઆત

વિશ્વભરમાં એવું કોઈ માનવ મળવું મુશ્કેલ છે કે જેણે જીંદગીમાં કદીએ કબજીઆત ન ભોગવી હોય. આટલું સર્વવ્યાપિત્વ છતાં એની રોગમાં ગણતરી જ નથી. એને મહત્વ એ વાસ્તે જ મળે છે કે જો એની દરકાર ન કરી તો અનેક રોગો–ચિરસ્થાયી રોગો થાય છે.

લાડીલા કોઇ બાળકને જેમ સમજાવી પટાવીને કામ લેવું પડે છે તેમ કબજીઆતને પણ ખાન, પાન, આચાર વગેરેમાં પરિવર્તન આણીને જ કાઢી શકાય. રેચ આપીને કબજીઆત દૂર કરવી એ બમણા જોરથી એને હઠીલી બનાવી રાખવા જેવું છે. બહુ તો મૃદુસારક ઔષધોથી જ કામ લેવું.

સૂર્યોદય પહેલાં ઉઠવું અને ખુલ્લી હવામાં ફરવા જવું, નિત્યના નિયમિત સમયે હાજત ન થાય ત્હોય દસ્ત માટે જવું, તળેલા, સુકા અને કઠોળ જેવા વાયડા પદાર્થો નહિ ખાવા. માનસિક વ્યાકુળતાના નિવારણાર્થે રમતો રમવી અને ખુશમિજાજમાં રહેવું. કાચાં અથવા બાફીને ખાઇ શકાય તેવાં શાક તેવી રીતે ખાવાં, પેટ ઉપર કાળી માટીનો પાટો બાંધવો.

આમ છતાં જરૂર પડે તો અઠવાડિઆમાં એક બે વાર દિવેલ પી લેવું અને દરરોજ સવાર સાંજ શિવાક્ષારપાચન વા. ૬ ની અથવા હિંગાષ્ટક વા. ૬ ની ફાકી પાણી સાથે લેવી. બહુ જ દિવસથી ઝાડા ન થયા હોય ત્યારે બસ્તિ લેવી હિતાવહ છે અથવા અશ્વકંચુકી રસની એક બે ગોળીઓ રાત્રે સુતી વખતે લેવી. સ્હવારે તેથી પેટ સાફ થયા પછી નિયમિત કસરત, આસનો વગેરે કરવાં અને દ્રાક્ષાસવનું સેવન રાખવું. સ્વાદિષ્ટવિરેચન ચૂર્ણ તો. ૦। રાત્રે ગરમ પાણીમાં દેવું. દસ્ત સાફ આવશે.

## અગ્નિમાંદ્ય

મનુષ્યના આહારનું પાચન કરીને તેમાંથી શરીરની ધાતુઓનું પોષણ ઘટતી રીતે કરનારી જે શક્તિ છે તેને

'જઠરાગ્નિ' કહે છે. ભગવાન ચરક કહે છે તેમ હિત અન્ન-પાન રૂપી સમિધ વડે માત્રા અને સમયના વિચારપૂર્વક જે માણુસ અંતરગ્નિ–જઠરાગ્નિમાં હોમ કરે છે તે માણુસને રોગ થતા નથી.

સ્વચ્છન્દતાના અને અધઃપાતના આ યુગની માનવનજરે આવા સદુપદેશ Humbug (હમ્બગ) અને જુગજુની વાતો લાગે છે. પરિણામે અનિયન્ત્રિત જીવન ગાળવાથી અને અપથ્ય ભોજન કરવાથી જઠરાગ્નિ મંદ થઈ જાય છે.

પ્રમાણ અને વખતની નિયમિતતા ન સાચવતાં શરીરમાં કફ ધાતુ વધી જવાથી અગ્નિમંદ થાય છે. અને કફના રોગ થાય છે. અગ્નિમાંદ્યનું પ્રધાન લક્ષણ એ કે હંમેશ કરતાં ઓછું ખાય તો પણ ખાધેલું સારી રીતે પાચન ન થાય.

અગ્નિકુમાર રસ વા. ૧ પીપર વા. ૨ ગોદન્તી ભસ્મ વા. ૨ સવાર સાંજ મધ સાથે આપવું.

અગ્નિતુંઠીવટી જમ્યાપછી બે થી ચાર ગોળીઓ આપવી.

ખાવા બેસતી વખતે બે આની ભાર આદુ અંદર થોડુંક સૈંધવ ભેળવીને ખાઇ લેવું પછી ભોજન કરવું.

ખાધા પછી દ્રાક્ષાસવ સવાર સાંજ પીવો.

શંખદ્રાવ પાણી સાથે લેવાથી પણ સારી ભુખ ઉઘડે છે. વડવાનલ ચૂર્ણ અથવા ચિત્રકમૂલ સત્વ સવાર-સાંજ છાસ સાથે આપવું.

## અજીર્ણ

અગ્નિમાંદ્ય તરફ બેદરકારીપૂર્વક ભોગવિલાસમાં રહેતાં જે સ્ત્રીપુરૂષો પ્રમાણ વગરનું ભોજન લે છે તે અજીર્ણના

પંજામાં સપડાયા વિના રહેતા નથી. અને અજીર્ણ તો અનેક રોગોનું ઉત્પત્તિ કારણ છે. ઇન્દ્રિયોને વશ રાખી સારૂં જીવન જીવનાર સંસારીને ક્વચિત જ અજીર્ણ થાય.

ઘણી વાર સ્હવારે ઉઠતાં આંખની આસપાસ થોથર-સોજો જણાય છે. આગલી રાતના અજીર્ણની એ એક નિશાની છે. કબજીઆત પણ થાય. પેટ ભારે લાગે. આળસ આવે. મનુષ્ય ગમગીન બની જાય. છાતી ધબકે, માથું દુઃખે, છારૈયા ઓડકાર આવે. ભુખ ન લાગે, ખાવું ન રૂચે. આછો તાવ આવે. પેટમાં ગડગડાટ થાય, ઉલટી થાય અને અશાંત ઊંઘમાં સિનેમા પિકચરની પેઠે સ્વપ્નસૃષ્ટિ દેખ્યા કરે.

ઉપવાસ એ અજીર્ણની ઉત્તમ દવા છે. પાણી થોડી થોડી વારે પીવાથી પણ ફાયદો થાય છે. એક આખો હરડે અને એક સાધારણ મોટો સુંઠનો ગાંગડો સ્હવારમાં દિશાએ જઇ આવીને દાંતેથી ચાવી જવો ઉપર ૦॥ શેરથી ૧ શેર પાણી પી જવું. એકથી બે કલાકમાં દસ્ત સાફ આવશે અને અજીર્ણ રહેશે નહિ. ઘણા દિવસનું અજીર્ણ હોય તો અજીર્ણકંટક રસ ગોળી એક, તુલસીસત્વ વા. ૧ અને અગ્નિમુખચૂર્ણ વા. ૬ ગરમ પાણી સાથે સવાર સાંજ આપવું.

શિવાક્ષારપાચન ચૂર્ણ વા. ૩ અને લવણભાસ્કર વા. ૩ દિવસમાં બે વખત ગરમ પાણી સાથે આપવાં.

## આફરો

નળબંધ વાયુ યાને આફરાના નામે લોકપરિચિત આ વ્યાધિ અગ્નિમાંદ્યનું જ આગળ વધેલું રૂપ છે. એ તો અજીર્ણમાંય હોય છે અને કબજીઆતમાંય હોય છે. ઝાડા

મરડા અને ગળતીમાં પણ હોય છે. અપાનવાયુનો પ્રકોપ જેમાં થાય ત્યાં બધે ઘણું ખરૂં આફરો ખરો.

આંતરડાંમાં વાયુ ભરાવાથી પેટ ઢમઢોલ થઈ જાય છે અને વાછુટ થતી નથી કદાચ થઈ જાય તો કંઇક શાંતિ મળે. વાયુની ગતિ ઉર્ધ્વ થયેલી હોઇ ઓડકાર આવ્યે જાય. કોઈ વેળા વાયુ ગડગડાટ સાથે પણ ભરાવા લાગે છે. અને આવો જ્યાં ઉદરક્ષોભ હોય ત્યાં દરદીને ચેન શેનું હોય !

વાયુની અધોગતિ થાય એવું કરવું જોઇએ જેથી વાછુટ થાય અને આફરો હેઠો બેસે. વાયુનું અનુલોમન કરવા માટે તો દીવેલ પી લેવું. પછી હિંગાષ્ટક ચૂર્ણ સવાર સાંજ બબે આની ભાર ગરમ પાણી સાથે ફાકી જવું. પેટ પર શેક કરવો. નાભિમાં હીંગ પાણી સાથે મેળવીને ભરવી.

## અરોચક

અંગ્રેજીમાં Anorexia નામે જાણીતી અરૂચિ એ રોગ નહિ પણ અગ્નિમાંદ્યજન્ય વ્યાધિઓનું તેમજ તાવ તથા હૃદ્રોગ જેવા બીજા વ્યાધિઓમાં જણાતું એક ચિન્હ છે. શોક, ચિન્તા, ઉદ્વેગ વગેરે માનસિક વ્યગ્રતા કરનારાં કારણો પણ અરૂચિકર ગણ્યાં છે. સરસ સ્વાદિષ્ટ ભોજન હોવા છતાં પણ નજર સરખી કરવીયે ના ગમે તે અરૂચિ.

ડેકામારી અને કાળાંમરી તથા સૈંધવનું ચૂર્ણ લીંબુનાં અડધીઆમાં ભરી અંગારા ઉપર ખદખદાવીને ચુસવું. સરસ રૂચિકર છે.

કપિથાષ્ટકચૂર્ણ અથવા દાડિમાષ્ટકચૂર્ણ બેથી ચાર આની ભાર સવાર સાંજ જમ્યા બાદ લેવું.

હિંગાષ્ટક બેથી ચાર આની ભાર ભાતમાં મેળવી ઘી સાથે ખાઇ લેવું પછી ભોજન કરવું.

આ ઉપરાંત અજીર્ણ અને અગ્નિમાંદ્યમાં કહેલા ઉપાયો પણ કરી શકાય.

ખાવા બેસતી વખતે આદાની કાતળી અને સૈંધવનો પ્રયોગ સારી રૂચિ પેદા કરનાર છે.

અષ્ટાંગ લવણ, યમાનીખાંડવ ચર્ણ, એલાદિ ચૂર્ણ, આમલકયાદિ ચૂર્ણ, દ્રાક્ષાદિ ચૂર્ણ વગેરે રૂચિકર ચૂર્ણોનો ઉપયોગ કરવો, એના પ્રયોગથી રૂચિ ઉત્પન્ન થાય છે, અને જઠરાગ્નિ વધતાં ભુખ પણ ઉઘડે છે ઉપરાંત આ ચૂર્ણો સ્વાદિષ્ટ પણ હોય છે.

## અમ્લપિત્ત

પિત્ત સ્વાદમાં સ્વભાવથી કડવું અને તીખું છે. જ્યારે તે વિકૃત બને છે ત્યારે તેમાં ખટાશ આવે છે, એનું નામ અમ્લપિત્ત–એસીડીટી (Acidity). આ વિકાર પિત્તનો હોઈ પિત્તજ વ્યાધિના લક્ષણો થાય છે. પિત્ત સ્વભાવે જઠરાગ્નિપ્રદીપ્ત કરનાર છે પણ અહીં વિકૃત ચિત્ત હોઈ ભુખ વિષમ રીતે લાગે છે. ખાટી કે કડવી ઉલટી થાય અને ગળું તથા છાતી બળે. દસ્ત રંગે લીલો પીળો (પિત્તના રંગ છે) થાય. અગ્નિ મંદ થાય. ઘચરકા આવે. આ અમ્લતાવાળો રસ ચામડીને પોષણ આપવા જાય તે સમયે કેટલીક વખત ચામડીનાં દરદ થઈ આવે છે.

દસ્ત સાફ ન આવતો હોય એવું ઘણું ખરૂં બને છે ત્યારે નસોતરનું ચૂર્ણ બે આની ભાર સાકર સાથે ફાકી જવું

એ શ્રેષ્ઠ છે. અથવા અવિપત્તિકર ચૂર્ણ તો. ૦। થી ૦॥ રાત્રે સુતી વખતે પાણી સાથે પી જવું. બીજે દિવસે સવાર સાંજ એક કે બે ગોળીઓ પાનીયભક્તવટીની મધ સાથે ચાટવા આપવી. નારીએળમાંથી નીકળતું પાણી અમ્લપિત્તમાં અને વિસ્ફોટકમાં પીવાથી ફાયદો કરે છે. સૂતશેખર રસ [સુવર્ણયુક્ત] ની એકથી બે ગોળીઓ સવાર, બપોર, સાંજ ગળોનું ઘન મેળવીને મધ સાથે ચાટવા આપવી. "રસ કામધેનુને અભ્રકભસ્મયોગ" લાવી તેનું ઉના પાણી સાથે નિત્ય સેવન કરવાથી અમ્લપિત્ત મટી જાય છે. અમ્લપિ-ત્તાંતક વટી આપવી.

## અર્શ

त्रयो विकाराः प्रायेण ये परस्परहेतवः ।
अर्शांसि चातिसारश्च ग्रहणीदोष एव च ॥
एषामग्निबले हीने वृद्धिर्वृद्धे परिक्षयः ।
तस्मादग्निबलं रक्ष्यमेषु त्रिषु विशेषतः ॥ च. चि.

"ભગવાન આત્રેયનો સિદ્ધાન્ત છે કે પ્રાયઃ અર્શ-અતિસાર-અને ગ્રહણી એ ત્રણ વિકારો એકએકનું ઉત્પત્તિ કારણ હોય છે, જઠરાગ્નિનું જોર નરમ થાય ત્યારે આ વિ-કારો વધે અને અગ્નિબલ વધ્યે વિકાર નરમ પડે માટે એ ત્રણેમાં ધ્યાન રાખવાનું કે અગ્નિ મંદ ન થાય."

અગ્નિ મંદ હોય, સ્રીલંપટતા વિશેષ હોય અને કબ-જીઆત કાયમની રહેતી હોય તથા કઠણ આસન ઉપર ઘણો વખત સુધી બેસી રહેવું પડતું હોય તેવાં મનુષ્યો આ રોગનાં ભોગ થઈ પડે છે. ગર્ભના દબાણથી કે ઉપરાઉપરી

પ્રસવ થવાથી અથવા ગુદાને લોહી પહોંચાડનારી મુખ્ય ધમની ઉપર દબાણ થાય તેવા કોઇ પણ કારણસર અર્શ થઈ શકે છે.

અર્શ એ એવો દુષ્ટ વ્યાધિ છે કે થયા પછી મટતાં વાર લાગે છે, અને વંશપરંપરામાં પણ ઉતરે છે, એથી એને થવાજ ન દેવાની કાળજી રાખવી અને તે સારૂ ઉપરોક્ત કારણો લક્ષ્યમાં રાખી વર્તવું.

વારસામાં મળેલા અર્શ તો મટતા જ નથી. અને બિનવારસાઈ હક્કથી પ્રાપ્ત થયેલા અર્શ મટાડવાની જુદી જુદી રીતો છે.

ગુદામાં કંઈ ખુંચ્યા કરતું હોય એવું સતત લાગ્યા કરે અથવા દસ્ત વખતે લોહી પડે ત્યારે જ માણસને મસા (અર્શ) ની શંકા જાય છે અને દવા કરવા પ્રેરાય છે. લોહી બહુ દૂઝે તો તો એકદમ અતિશય અશક્તિ આવી જાય છે. દરદીનું તેજ હણાઈ જાય છે. કાળો પડતો જાય છે. ઘણું ખરૂં મસાવાળા કબજીઆતની જ ફરિઆદ કરતા હોય છે છતાં કેટલાક દરદીઓને દસ્તનો બંધ ન રહેવાનું પણ બને છે.

અર્શના ઉપાય કરતી વખતે સામાન્ય રીતે નીચેની હકીકત ધ્યાનમાં લેવી જેથી નિરર્થક દવા અથવા દવા બનાવનાર ઉપર આક્ષેપ કરવાની ગેરસમજુતીનો પ્રસંગ ઉભો ન થાય.

અર્શ ચાર રીતે મટી શકે છેઃ (૧) દવાથી, (૨) ક્ષારથી બાળવાથી (૩) અગ્નિદાહથી અને (૪) શસ્ત્રોપચારથી.

ટુંક સમયથી થયેલા એકાદ વર્ષના, થોડી જ દોષવિ-

કૃતિથી થયેલા, થોડાં ચિન્હોવાળા અને અલ્પ ઉપદ્રવવાળા અર્શ દવાથી મટી શકે છે.

સ્પર્શથી કોમળ, વધુ જગ્યા રોકી રહેલા અને ચામડી નીચે પણ હોય એવા લાગતા અર્શ ઉપર ક્ષાર વાપરવો.

કર્કશ,સ્થિર, વિશાળ અને કઠણ અર્શને અગ્નિથી બાળવા.

ઉંડા મૂળ વગરના, ઉંચા વધેલા, ક્લેદવાળા અર્શ શસ્ત્રથી કાપી કાઢવા.

અર્શને ક્ષાર મુકી ખેરવી પાડવાની હિકમત ધરાવતા કેટલાક Quacks ફરે છે તેમના હાથમાં સપડાઈને નુકસાન ન ભોગવવું પડે તેનો ખ્યાલ જનતાએ રાખવો ઘટે છે.

કેટલીક વખત ક્ષારાદિકથીજ સાધ્ય અર્શો પણ દવાની શક્તિ આગળ નમતું આપે એટલે પ્રથમ દવાઓનો નિર્બાધ માર્ગ સારી રીતે પસાર કરીને પછી જ જરૂર રહે તો શસ્ત્રચિકિત્સા કરાવવી. કારણ કે શસ્ત્રચિકિત્સાથી એકવાર કાઢી નાખેલ અર્શ ફરી થઈ શકે છે અને દવા તો શરીરમાં થયેલી દોષની દુષ્ટિને દૂર કરે છે એટલે શસ્ત્રચિકિત્સા કરાવી હોય તોપણ તેની સાથે અર્શોઘ્ન દવા વાપરવી જ જોઇએ એવું મારૂં તો મંતવ્ય છે.

ગુદામાં ખુંચતું હોય અને અર્શની શંકા લાગે ત્યારે શીતમલમમાં માયાંનું બારીક ચૂર્ણ થોડુંક મિશ્ર કરી ગુદાની અંદરના ભાગમાં લગાવવાથી થોડા દિવસ પછી એ ખુંચવાનું બંધ થઈ જાય છે.

સુકા હરસ હોય તો કાસીસાદિ તેલ બે ચાર વાર દિવસમાં ચોપડવું એથી એનો દુઃખાવો ઓછો થઈ જાય

છે. ચરકોક્ત પિપ્પલ્યાદિ તેલનો પણ ઉપયોગ કરીને એવો જ ફાયદો મેળવી શકાય. સુકો ઝાડો ઉતરતો હોય એવા મસામાં ઉપરોક્ત તેલ ચોપડવાં અથવા તૈલબસ્તિઓ આપવા અને વાયુનું અનુલોમન થાય એ માટે તથા દસ્ત નરમ આવે તે માટે નીચેના ઉપચાર કરવા. આંતરે અથવા બે ચાર દિવસે એરંડીયું લીધા કરવું.

એરંડીયું ન લીધું હોય તે દિવસોમાં રાતના સ્વાદિષ્ટવિરેચન તો. ૦। થી અડધો ફાકીને રાત્રે સુઈ જવું. આ ચૂર્ણોથીયે દસ્ત પુરેપુરો સાફ આવતો ન લાગે તો અશ્વચોળી રસની બે ત્રણ ગોળીઓ ગળી જવી.

અર્શમાં જો ઝાડો ભેદાયલો જ રહેતો હોય તો ચિત્રક મૂળ સત્વ, શિવાક્ષારપાચન, આનંદભૈરવ, જાતિફલાદિ વટી વગેરે અતીસારમાં કહેલી દવાઓ આપી દસ્ત બંધાઇને આવવા લાગે એવું કરવું અને દરદીને છાસ ઉપર રાખવો.

લોહી પડતું હોય તો શરૂમાં એકદમ બંધ કરવું એ ઠીક નથી પણ બહુ લોહી જવાથી નબળાઇ આવી જાય તો બોલબદ્ધ રસ અથવા બોલપર્પટી એકવાલ ઘી સાથે દિવસમાં ત્રણ વાર ચાટવી. અથવા રાજવલ્લભરસ એક કે બે વાલ દિવસમાં ત્રણ વખત છાસ સાથે આપવો.

આ રીતે દુઃખાવો, કબજ, ઝાડા, લોહી પડવું વગેરેની લક્ષણવાર ચિકિત્સા કરતાં લક્ષણો બંધ થાય અથવા શરૂથી જ એવાં કોઇ આગળ પડતાં ચિન્હો ન જણાતા હોય અથવા ઉપરોક્ત લક્ષણવાર ચિકિત્સાની સાથે સાથે જ નીચેની દવાઓ પણ આપવી.

સુરણ એ અર્શનો ઉત્તમોત્તમ ઉપાય મનાય છે. બૃહત્સુરણવટક એ મસા માટે જ તૈયાર કરેલી સુન્દર ગોળીઓ છે હમેશ ચાર છ ગોળીઓ છાસ સાથે લેવી. એવી બીજી દવા તે અર્શકુઠાર રસ, એની એક બે ગોળીઓ સવાર સાંજ છાસના અનુપાન સાથે આપવી.

ઉપરોક્ત દવાઓથી અર્શ મટયા પછી પણ અને એ દરમ્યાન ચરકમુનિ કહે છે કે વાયુને પોતાની સ્થિતિમાં સાચવે અને અગ્નિબલ વધારે એવાં અન્નપાન તથા ઔષધ હમેશ આ રોગીએ સેવવાં.

એટલે જમ્યાબાદ દ્રાક્ષાસવ પીવો. અભયારિષ્ટ હમેશ એકથી બે તોલા લેવો. સુરણનું શાક ખાવું. બને તેટલી છાશ પીવી. પાચનશક્તિ વધે તેવું કરવું. પવન અનુલોમ થાય તેવાં પશ્ચિમોત્તાનાસન વગેરે આસન કરવાં. અને દસ્ત ઢીલો ઉતરે એ ધ્યાન રાખવું આધુનિકોએ તો ઇન્જેક્શન પણ તૈયાર કર્યાં છે. એ ઇન્જેકશનથી કંઈ દોષની દુષ્ટિ દૂર નથી થતી. એ માટે તો ઔષધોનો ઉપયોગ અનિવાર્ય અને અબાધ જ રહે છે.

ઉપર વર્ણવ્યા ઉપરાંત મસામાં કામ કરનારી બીજી પણ દવાઓ છે જેમકે કબજીયાતવાળા અર્શમાં પ્રાણદાગુટીકા બેચાર ગોળીઓ છાસ સાથે અપાય.

અતીસાર સાથે અર્શ હોય અથવા લોહી પડતું હોય તો તેમાં કુટજાવલેહ તો. ૦॥ થી ૧ સવારસાંજ ચાટવો.

અગ્નિમાંદ્ય સાથે લોહી દૂઝતા અર્શ હોય તો અગ્નિ-મુખલોહ બે થી ચાર રતિ મધ અને ઘી સાથે સવાર સાંજ આપવો.

મોટા અને બહાર નીકળી પડેલા એટલે વગર યંત્રે જોઈ શકાય એવા અર્શ હોય તો અર્શોઘ્ન લેપની સોગઠી લાવી પાણીમાં ઘસીને લેપ કરવો. ગંધક રસાયનનો પ્રયોગ કરવો.

## અશ્મરી

પાણુવી અથવા પથરીનો લોકરૂઢ અર્થ તો મૂત્રાશયની પથરી છે. પરંતુ ઉદાર અર્થ કરીએ તો પથરી મૂત્રાશય ઉપરાંત મૂત્રપિંડ, મૂત્રવાહિની, મૂત્રસ્રોત, પૌરૂષગ્રંથિ, પિત્તકોષ લાલાગ્રંથિ વગેરેમાં થઈ શકે છે. મૂત્રમાંથી ઉત્પન્ન થનારી પાણુવીનો આપણે અહીં વિચાર કરશું. શરીરની શુદ્ધિ નહિ કરનારા અને અપથ્ય સેવન કરનારાં સંસારી માનવીને પથરી થાય છે. જેમ મૂત્રમાર્ગ સાંકડો અને લાંબો તેમ પથરી બંધાવાનો સંભવ ઝાઝેરો. પણ મૂત્રમાર્ગ ટુંકો અને પહોળો હોતાં એ સંભવ ઓછો. એટલે બાળકોને થાય એથી પુરૂષમાં અને પુરૂષ કરતાં સ્ત્રીઓમાં એ ઉતરતા પ્રમાણમાં જોવામાં આવે છે.

મૂત્ર એટલે ક્ષારાદિક અનેક સેન્દ્રિય નિરિન્દ્રિય શારીરિક પોષણને બિનજરૂરી પદાર્થોનું પ્રવાહી મિશ્રણ. આ મિશ્રણમાં ક્ષારો વધુ પ્રમાણમાં ઉપરોક્ત કારણોસર નીસરવા લાગે એટલે કેટલોક ભાગ જામી જાય છે અને બહાર પણ નીકળે છે. આચાર્ય ધન્વન્તરિ સ્પષ્ટ કરે છે કે शर्करासिकतामेहोभस्माख्योऽश्मरिवैकृतम् એટલે શર્કરા, સિકતા અને ભસ્મ એ ત્રણે અશ્મરીનાજ વિકાર છે. ક્ષારને આચાર્યો ભસ્મ પણ કહે છે. એટલે આ ભસ્મમેહ (Sediment) તે અશ્મરીનું

ઉપાદાન કારણ ક્ષાર. તે જ્યારે વેળુ જેવું સ્વરૂપ લ્યે છે ત્યારે સિકતામેહ ( Renal ealculi ) કહે છે. જ્યારે સાકરની જેમ પહેલવાળી કાંકરી બને ત્યારે શર્કરા ( gravel ) અને મોટી પથરીને પાણુવી અથવા અશ્મરી ( Stone ) કહે છે.

મૂત્રપિંડમાંથી સિકતા કેટલીકવાર મૂત્રનળીઓમાં થઇ મૂત્ર સાથે નીચે ઉતરતી હોય છે ત્યારે મોટી હોય તો કોઈક કાપી નાખતું હોય એવી ઉગ્ર વેદના થાય છે. મૂત્રપિંડમાંજ પથરી થઈ જાય છે તો તે ભારે બહુ લાગે છે. દુઃખે બહુ, પાકે, પરૂ નીકળે, અને ફુટે પણ ખરૂં. મૂત્રાશયમાં જુદા જુદા પ્રકારની પથરીઓ બંધાય છે. પેશાબ એકધારે ન આવે મુતરતાં દર્દ થાય એ પથરીનું ખાસ લક્ષણ છે.

પાચનશક્તિ સારી હોય તો જામી જાય એવા પદાર્થો મૂત્રમાં વધુ પ્રમાણમાં આવે નહિ, સંશોધન કર્યું હોય તો શરીરમાંથી મલ ભાગ નીકળી જવા પામે. પ્રવાહી પદાર્થ વધે તો ક્ષાર જામી શકે નહિ અને મૂત્ર ઓછું અમ્લ બને એ ધ્યાનમાં રાખવું. એટલે પાચન, શોધનીય, મૂત્રલ અને અમ્લપ્રતિયોગી દ્રવ્યો આપવાં.

ખાધા પહેલાં ઠંડા પાણી અથવા નારીએળના પાણીની સાથે બેથી ચાર આનીભાર જેટલું અવિપત્તિકર નામનું ચૂર્ણ સવાર સાંજ લેવું. આમાં પાચન, સંશોધન આદિ ગુણવાળાં દ્રવ્યો સારાં આવે છે. સાથે સાથે ત્રિવિક્રમ રસ એક બે રતિ ગોક્ષુરસત્વ વા. ૧ મેળવીને બીજોરાના મૂળના પાણી સાથે અને એ ન મળે તો ગોખરૂના ઉકાળા સાથે અથવા પાણી સાથે પીવું.

ત્રિવિક્રમ રસની જગ્યાએ અમૃતાંકુર લોહની એકથી ત્રણ ગોળીઓ અથવા યોગેશ્વર રસની એકથી બે ગોળીઓ પણ એજ કામ કરે તેમ છે. ગોક્ષુરસત્વને બદલે વરૂણસત્વ પણ વપરાય.

શુદ્ધ શિલાજીતનો પ્રયોગ (ભા. ભૈ. ર. નં. ૭૬૦૦) આ દરદમાં ફાયદાકારક નીવડે.

ગોક્ષુર ગુગળની રોજ સવારે ચારથી આઠ ગોળીઓ લેવી. કુશાવલેહ દિવસમાં બે વખત રૂપિયા રૂપિયાભારથી શરૂ કરી બબે રૂપિયાભાર સુધી વધવું અને વિડંગારિષ્ટ જમ્યા બાદ પીવો તો. ૦॥ થી માત્રા શરૂ કરવી અને તો. ૨ સુધી ચઢવું. એના જેટલુંજ પાણી ઉમેરીને પીવો.

નાની શી પથરી હોય તો તો સાટોઠીનાં મૂળનો ઉકાળો જવખાર તલનોક્ષાર, અપામાર્ગક્ષાર, વરૂણાદિ ગણનો ઉકાળો વગેરેનો ઉપયોગ કરવાથી ગળી જાય છે.

પથરી મોટી હોય તો ઓપરેશન કરાવાય છે.

## અપસ્માર

વાઇ અથવા ફેફરૂ નામે લોક પરિચિત અપસ્માર રોગનું અંગ્રેજી નામ Epilepsy છે. દરેક શબ્દના અર્થ ભેગા કરીએ તો વ્યાધિનાં મુખ્ય લક્ષણ મળી જાય છે. વાયુ ગતિમાન્ છે એટલે જે રોગમાં શરીર ગતિમાન્ થાય તે વાઈ. જેમાં મ્હોંમાંથો ફીણ નીકળે તેનું નામ ફેફરૂ અને જેમાં સ્મૃતિ શૂન્ય થવાય તે અપસ્માર, એટલે સ્મૃતિનાશ પૂર્વક અને મ્હોંમાંથી ફીણ નીકળવા સાથે આવતી તાણને અપસ્મારનું રૂપ આપી શકાય.

આ રોગ બાલ્ય વયથીજ (દસથી વીસ વર્ષની અંદર) ણું ખરૂં ઉત્પન્ન થનારો છે. વારસામાં આ રોગને ઉતરવાની વ ખરી. હસ્ત મૈથુન, કૃમિ, દાંત આવવા, ઉશ્કેરણી વગેરે ારણો આંચકી અથવા તાણુ પેદા કરે છે. અને તે કારણો દૂર વાથી તે મટી શકે છે.

કારણોની શોધમાં ઉંડા ઉતરીએ તો જે વિભ્રાંતચિત્ત- ાળા હોય શરીરમાં દોષો બહુ વધી પડયા હોય છતાં હિત અને અપવિત્ર ભોજન કરતા હોય. રજોગુણ અને મોગુણથી સત્વગુણનો નાશ થયો હોય. હૃદય ઉપર દોષનું બાણુ હોય. ચિન્તા, કામ, ભય, ક્રોધ, શોક, ઉદ્વેગ વગેરેથી નને અભિઘાત થયો હોય તેવા માણુસોને જ અપસ્માર ાય છે. એટલે શરીરશુદ્ધિ અને ચિત્તશુદ્ધિ એ બે દષ્ટિબિંદુ ચિકિત્સામાં રહેવાં જોઇએ.

વાઇનું દરદ મ્હોટી ઉમરેજ જ્યારે જણાય છે ત્યારે સ્તિષ્કના ઉપદંશને લીધે હોવાનું આધુનિકો માને છે.

દારૂડિઆઓને પણ આ રોગ થઈ આવે છે.

સ્ત્રીઓને જ્યારે ફેફરૂ આવે છે ત્યારે તેનો સંબંધ તુદર્શન સાથે હોવા ઉપર ધ્યાન ખેંચવાનું છે. રોગિષ્ટ ગર્ભા- ાય પણ આ રોગનું કારણ હોય.

વાઇના દર્દીની સ્થિતિ એટલી કરૂણ ગંભીર થઇ જાય કે એકજ વાર એ દશ્ય જોનાર કદી ભૂલી શકે તેમ નથી.

દરદીને વાઈ આવવાની હોય તે પહેલાં ખબર પડે છે. ોટો ભાગ એવો હોય છે કે જેમને ચક્કર આવીને વાઈ ાવે. અડધા ખરાને ઓચીંતુ દરદ ઉપડી આવે છે. બાકીમાંથી

કેટલાકને માથુ દુઃખે, પેટનું દર્દ થાય, હૃદય ધડકે, ટાંકણીઓ અને સોયો ઘોંચાતી હોય એવી અસર આંગળીઓથી શરૂ થઇ ઉંચે ચઢે, બીક લાગે વગેરે થાય અને પછી ખરેખર તાણુ શરૂ થાય.

દરદી એકદમ ચીસ પાડીને બેસી જાય છે આંખો એક બાજુ ફરી જાય છે અને સ્થિર થઇ જાય છે. કીકીઓ મોટી થાય છે. કીકીપર આંગળી અડાડીએ ત્હોય ખબર પડે નહિ. પગ ખેંચાઇ જાય, હાથની મુઠીઓ વાળી દે, કોણીમાંથી વળી જાય અને ક્ષણભર શ્વાસ પણ બંધ રહેતાં મુખકાંતિ તો ફિકકી પડી જાય છે.

અડધીક મિનિટ ઝાઝેરા વખત પછી આ બ્હીઆમણું કરૂણ દૃશ્ય જુદું સ્વરૂપ પકડે છે. દાંતો વચ્ચે જીભ કચરાતાં મુખમાંથી નીકળતો ફીણનો પ્રવાહ રૂધિરે ખરડાય છે. ફિક્કાશને બદલે જાંબલી વર્ણ મ્હોં થઈ જાય છે. ડોળા બહાર નીકળી પડે છે. સ્નાયુના દબાણથી નાડીને પણ દબાણ લાગે છે.ઝાડો પેશાબ અને વીર્ય કવચિત્ છુટી જાય છે.

વળી પાછું બે ત્રણેક મિનિટ બાદ આ દૃશ્ય બદલાય છે. ચ્હેરો ઠેકાણે આવવા લાગે છે. શ્વાસ લઈ શકાય છે. પણ શ્વાસનળીમાં ફીણ ભરાયલું હોઈ 'ઘરડ' બોલે છે, ભાન પણ આવે છે. પરંતુ આટલા શ્રમને અંતે તે સાચે ઉંઘી જાય છે. અને જાગતાં બહુજ શ્રમિત હોય એવી અસર રહી જાય છે.

આ રોગની શરૂઆત પ્રાયઃ રાત્રિના સમયે થાય છે. એટલે સ્હવારે જીભ કચરાયલી લાગે, મ્હોં આગળનો

પથારીનો ભાગ અને કપડાં ભીંજાયલાં હોય, શરીર બહુ જ થાકી ગયેલું જણાય, સવારમાં ઉઠતાં વેંત સફેદ પુષ્કળ પેશાબ થાય તો અપસ્માર ધારવો.

હિસ્ટીરીયાની અને વાઈની તાણમાં બહુ ફેર રહે છે. હિસ્ટીરીઆ ઉંઘમાં આવે નહિ, એમાં ફીણ ન નીકળે, જીભ ન કચડાય, રડે, હસે અને તાણ પછી હોંશીયારીમાં આવે છે અને વાઇની માફક ઉંઘી ન જાય. હિસ્ટીરીયામાં સ્મૃતિ નાશ ન હોય.

ઉપાયોમાં તો ઉપર કહ્યા મુજબ શારીરિક અને માનસિક શુદ્ધિ જરૂરી છે હુમલા વખતે હાથ પગ ખેંચાય છે તેથી દરદીને વાગે કરે નહિ એટલુંજ ધ્યાનમાં રાખવાનું છે. પકડવાની કે દબાવવાની આવશ્યકતા નથી. ટોળે મળી સગાં વહાલાં સ્વચ્છ હવા આવતી રોકી મુકે નહિ એવી સવડ કરવી. ફીણ શ્વાસ નળીમાં ભરાતું અટકાવવા બની શકે તો મ્હોં પડખા ઉપર રાખવું. અને જીભ ન કચડાય તે માટે દાંત વચ્ચે ચમચો કે વેલણ જેવું કંઇક રાખવું [મોટી બાટલીનો બુચ પણ રાખી શકાય].

પછી ઉપદંશ જેવા રક્તવિકારને કારણે આ દરદ હોય તો તેના ઉપાય કરવા પરંતુ મુખ્યત્વે ઘેન લાવે તેવી દવાઓ વાપરવી જોઇએ ગંઠોડાંનું ચૂર્ણ બે આની ભાર મધ સાથે અથવા ગોળ સાથે લીધું હોય તો નિદ્રાજનક મનાય છે.

સુવર્ણમાક્ષિક ભસ્મ વા. ૧ એરંડીયું અને મધ સાથે ચાટીને ઉપરથી ભેંસનું ગરમાગરમ દૂધ પીવાથી ઉંઘ સારી આવે છે. ખર્જૂરાસવ પણ નિદ્રાજનક છે.

ઘેન કે નિદ્રા માટે દેશી દવા ઉપયોગી માલુમ પડી નથી. તેથી તેમાં અંગ્રેજી દવાનો જરૂર પડયે ઉપયોગ કરવો.

સ્મૃતિસાગર રસની બે ગોળીઓ શંખપુષ્પી ચૂર્ણ બે આનીભાર દૂધ સાથે તાણ શાંત થયા પછી નિત્ય આપવી.

લક્ષ્મીનારાયણ રસ ગોળીઓ બે બ્રાહ્મી વટીની બે ગોળીઓ મેળવી મધ સાથે ચાટી જઇને ઉપર દૂધ પીવું. વચાસત્વ અને શંખપુષ્પી સત્વ આપવાં.

અશ્વગંધારિષ્ટ એકથી બે તોલા પાણી સાથે લેવો.

સમીરગજ કેસરી ગોળી એક અને સુવર્ણમાલિની વસંતની ગોળી એક એવી ત્રણ અથવા ચાર પડી આખા દિવસમાં થઇને મધ સાથે આપવી.

ઘોડાવજનું ચૂર્ણ અકેક વાલ દિવસમાં ત્રણ વાર મધ સાથે કેટલાક દિવસ લેવાથી ફાયદો થાય છે.

આક્ષેપહરીવટીનું થોડા દિવસ સેવન કરાવવાથી અવશ્ય લાભ થાય છે.

આવેલી મૂર્ચ્છાંમાંથી જગાડવા નવસાર અને કળી ચૂનો અથવા ડુંગળી કાપીને સુંઘાડવાના ઉપાયો તો સુવિહિત છે.

પંચગવ્ય નાંખીને પકાવેલું ઘી નિરંતર સેવવાથી સારો ફાયદો થાય છે.

એવી જ રીતે શંખપુષ્પી, બ્રાહ્મી અથવા વચાનું ઘૃત લાંબો વખત સુધી વાપરવું હિતાવહ છે.

સુવર્ણ ભસ્મ, સુવર્ણ માક્ષિક ભસ્મ અને રજતભસ્મ યોગ્ય અનુપાન સાથે વાપરવાથી આ રોગમાં એની ઉપયોગિતા જણાઈ આવે છે.

## હિસ્ટીરિયા

આ રોગ મુખ્યત્વે સુધારાનો વધારો છે. ઉમ્મરલાયકને સહશિક્ષણ લેવા મોકલવી, નાટક સિનેમામાં જવા દેવી, અશ્લીલ સાહિત્યનું વાંચન, પુરૂષ મિત્રો સાથે અઘટિત છુટ લેવા દેવી સંયમ નહિ પણ સ્વચ્છન્દ વિલાસ પોષવો, એ બધા સુધારા હિસ્ટીરિયાના હેતુ છે.

બીજું કારણ છે સાસરિયાંનો ત્રાસ, યૌવન રંડાપો, અણુગમતો ભરથાર, અને હસ્તમૈથુન અથવા નહિ સંતોષાતી વિષયવાસનાનો અતિરેક (Excess).

કેટલાંક માનસિક કારણો જેવાં કે બીક, હીક, શોક વગેરે. પહાડી પતિ સાથે મધુરજની (Honey-moon) ના પ્રસંગે હેબકી ગયેલ બાલિકાઓ, સંતાન ઝંખતી સ્રીઓ અને વેશ્યાઓ પણ આ રોગનો ભોગ થાય છે.

બહુ હસવાથી, બહુ વિચારમગ્ન થવાથી પણ હિસ્ટીરીયા આવે છે. એકંદર આ રોગ મનની દૂષિત પરિસ્થિતિનો છે.

પેટના મધ્ય ભાગની ઉપરથી ગળા ભણી એક, વાયુની ગોળી ચઢતી હોવાનું દરદી કહે તો તે આ રોગનું લક્ષણ છે. પેટમાં વાયુ રહે, અને ગુડગુડાટ સંભળાય. કેટલાંને સ્વાદ અને સુગંધ આવતાં નથી.

ખેંચ ઘણુંખરૂં માણસોની હાજરીમાં અને જોરમાં આવે છે. ઘણીવાર દરદી ઉભેલ હોય ત્યાંથી પડી જાય છે. ઉંઘમાં કદી હિસ્ટીરિયા ન આવે. અને હિસ્ટીરિયામાં મ્હોંમાં ફીણ પણ ન આવે. પણ હાથપગ બહુ ખેંચાઈ જાય છે, અને વચલું શરીર ઉંચું ઉપડી આવે છે જાણે કમાન

વળવાની તૈયારી થતી હોય એમ. વાળ, કપડાં, જે આવે તે પીંખી નાખે છે. ચીસો નાખે છે, બોલે છે, તથા ગાય છે, અને કોઇકને જડબાં બંધ થઈ જાય છે પણ વાઈની જેમ જીભ કપાતી નથી. સ્મૃતિનાશસંપૂર્ણ થતો નથી પણ સ્હેજ થાય. અપસ્મારમાં પેશાબ થઇ જાય છે પણ હિસ્ટીરીયામાં તદન બંધ થઈ જાય છે.

તાણમાં પડેલા જોરને લીધે આખા શરીરે પછી કળતર ઉપડે છે. કેટલાંકને આવી તાણ આવતી નથી પણ શૂન્ય થઇને બેસી જ રહે છે. પછી જ્યારે થોડુંક રડવું આવે ત્યારે શાંતિ થાય. એ પહેલાં તો જાણે છાતી ઉપર ભાર હોય એવું લાગ્યા કરે.

કબજીઆત રહેવી અથવા કોઈ વાર ઝાડા થઈ જવા, માસિક અટકાવની અનિયમિતતા, અગ્નિમાંદ્ય, દૈનં દિન જામતું જતું શરીર, એવા પ્રસંગ આ રોગમાં હોય છે તેમના ઉપાય કરવા અને સાથે સાથે આ રોગ મનોદૂષણથી થયેલ હોઈ પવિત્ર આચાર વિચાર પૂર્વક માનસિક સંયમ કેળવવો એ જેટલી મુખ્ય તેટલીજ મુશ્કેલ વસ્તુ ઉપર ખાસ ધ્યાન આપવું ઘટે છે. એ માટે સ્વચ્છ હવાફેર, પવિત્ર વાતાવરણ, શાંત અને સંયમ ભર્યું જીવન, પ્રભુમય વિચાર, વાંચન, અને આચાર આવકારપાત્ર છે.

સાચું કારણ શોધી તે દૂર કરવું, અને ઉપરની સૂચનાઓ મુજબ રહેવું. પછી દવાઓ લીધી હશે, તો રોગ જતાં વાર નહિ લાગે.

હિસ્ટીરીયા હર પીલ્સ બબે ગોળીઓ આદાના રસ અને મધ માં લેવાનું લાંબો વખત ચાલુ રાખવું.

આર્તવ સાફ ન આવતો હોય તો કન્યાલોહાદિ એકથી ત્રણ ગોળીઓ સવાર સાંજ પાણી સાથે આપવી.

અમૃતનામ ગુટિકાની ૪ ગોળી દર રોજ સવારે પાણી સાથે દેવી. બૃહત્ વાત ચિંતામણિ રસની એક એક ગોળી સવાર સાંજ મધ અને માખણ સાથે લેવી. મહાલક્ષ્મી વિલાસ રસ આપવો.

જટામાંસી અને બહુ જ 'જુજ પ્રમાણમાં [૧ વાલ] ખુરાસાની અજમો એ બેઉનો ઉકાળો સતત પીવાથી ફાયદો થાય છે, આક્ષેપહરી વટી બબે ગોળીઓ પાણી સાથે આપવી.

પીંપળાની વડવાઈ તેમજ શંખના કીડાના ઘસારાની આ રોગ ઉપર સારી પ્રતિષ્ઠા છે. હિંગને હિરાબોળની ગોળી આપવી.

શિવાય અપસ્મારના ઉપચારો પણ ઘટે તેમ કરી શકાય. મહાયોગરાજ, સિંહનાદ, અથવા ચન્દ્રપ્રભાગુગળ પણ અપાય. મૂર્છામાંથી જગાડવા માટે પણ અપસ્મારમાં કહ્યા પ્રમાણે કરવું.

## ઉદર–જલોદર

ઉદર રોગ ખરેખર પાપનો જ પરિપાક લાગે છે. કેમકે કોઈપણ પ્રકારનું ઉદર થયું એટલે તે યત્નસાધ્ય હોય છે. અહિત આહારાચારથી બગડેલા વાયુ, પિત્ત, ને કફથી ઉદર થાય છે. ઝાડો ગંઠઈ જવાથી બંધકોશ અથવા બદ્ધગુદ નામનું ઉદર થાય છે. બરોળ કે કલેજું વધે તો પણ ઉદરરોગ કહેવાય છે. આંતરડું કોઈ કારણસર ઘવાતાં તેમાંથી નીકળેલા પાણીથી પણ પેટ ફુલી શકે છે. પેટની

ચામડી નીચે લોહી બગાડ કે અટકાવના કારણે પેટ ફુલે તે જલોદરનો પ્રકાર છે. અંગ્રેજી વૈદકમાં પેટ મોટું થવાનાં ગણાવેલાં કારણોની અર્ધસંસ્કૃત કાવ્યમય ગુંથણી યાદ રાખવી ઠીક પડશે:—

फीटसं फ्लेटसं फेटं फिसीसंफ्लुइडंतथा ।
उदराणां समुत्पत्तौ फकाराः पंचहेतवः ॥

ફીટસ (ગર્ભ), ફ્લેટસ (વાયુનો ગોળો), ફેટ (મેદ), ફિસીસ (ઝાડો), ફ્લુઇડ (જળ) આ પાંચ ફફ્ફા ઉદરની ઉત્પત્તિમાં કારણરૂપ છે.

આમાં ગર્ભથી થનારૂં ઉદર વૈકૃતિક ગણાતું નથી.

મૂળમાં તો દરેક ઉદર અગ્નિમાંદ્યને જ આભારી છે એ જરીકેય ભુલવા જેવું નથી.

પેટમાં આફરો ચઢે, ચાલી શકાય નહિ, દુબળો થઈ જાય, અગ્નિમંદ પડે, સોજા, અંગપીડા, ઝાડો–પેશાબ–પવનનો વિબંધ, દાહ, તંદ્રા એવાં લક્ષણો તો બધાંય ઉદરનાં સામાન્ય છે. હાથ પગ દોરડી ને પેટ ગાગરડીની સ્થિતિ પ્રત્યક્ષ થાય છે.

પ્લીહોદરમાં ડાબી બાજુ વધારે અને યકૃદ્ વધ્યું હોય તો જમણી બાજુ વધારે ઉંચુ પેટ જણાય છે. બંધકોશમાં તો ઝાડો, પેશાબ, પવનનો સખત વિબંધ રહે છે; અને નાભિનો ઉપરનો ભાગ ગોપુચ્છના આકારનો થાય છે. આંતરડાંમાં છિદ્ર પડતાં ઉદર થયું હોય તો ડુંટીની નીચેના ભાગમાં પાણી ભરાય છે. પ્રાયઃ દરેક ઉદરમાં છેવટ પાણી ભરાય છે અને જળોદર થાય છે; ત્યારે ખાવાની ઈચ્છા થતી

નથી, તરસ લાગે, શ્વાસ ચઢે, ખાંસી આવે, નાડી નબળી ચાલે, ખુબજ અશક્તિ રહે, પાણી ભરેલી મસક હોય એવો શબ્દ, સ્પર્શ અને રૂપ પરીક્ષા કરતાં માલુમ પડે.

બધાંજ ઉદરમાં ક્ષાર વિરેચનો આપવાં ફાયદામંદ છે. સામાન્ય શારીરિક શક્તિ વધે એવી દવાઓ આપવી. પાણી ઓછું થવા સારૂ મૂત્રલ, અને સ્વેદલ ઓષધો યોજવાં. લોહી શુદ્ધ બને અને રૂધિરાભિસરણ સરસ રીતે થાય તેમ કરવું.

ત્રૈલોકયડંબર રસ સારો રેચક છે. દરદીની દશાનુસાર એકથી બે ગોળીઓ મધ સાથે સવાર સાંજ આપવી. અશ્વિનીકુમાર રસ, નારાચ રસ, અશ્વકંચુકી રસ, ગદમુરારિ રસ અને ઇચ્છાભેદી રસ બધા રેચક છે અને જળોદરમાં ઉપયોગી છે. સ્થિતિ અનુસાર ઘટતી માત્રામાં આપવા.

શોથોદરારિલોહ એક બે વાલ મધ સાથે આપવું ઉપર દૂધ પીવું. તામ્રસિંદૂર રતિ એક અને તામ્રપર્પટી રતિ એક સુવર્ણમાક્ષિક વા. એક મધ સાથે આપવું ઉપર ગળોનો રસ મધ નાખીને બે રૂપિયાભાર પીવો.

પુનર્નવાનું પ્રવાહી સત્વ અથવા પુનર્નવાદિ ક્વાથ બહુજ સરસ છે અંદર જવખાર અથવા સુરોખાર બે ત્રણ વાલ નાખીને હમેશ પીવો.

મીઠું ખાવા ન દેવું, ખોરાક, પાણી, બંધ કરી ફક્ત દૂધ ઉપર અને ફળના રસ ઉપર રાખવો. પી શકે તો ગોમૂત્ર બહુ ફાયદો કરે.

આરોગ્ય વર્ધની રસ એ સારામાં સારી પ્રતિષ્ઠા પામેલી દવા છે. એની ગોળી બેથી ચાર હમેશ સવાર સાંજ મધ સાથે દેવી.

બરોળ ઉપર પ્લીહારિ રસ અથવા શંખદ્રાવ સરસ ઉપયોગી છે યકૃત્ માટે યકૃત્પ્લીહારિ વપરાય છે.

બદ્ધગુદોદર, છિદ્રોદર એ પ્રાયઃ શસ્ત્રચિકિત્સાનો વિષય છે. જલોદરમાં પણ બહુ પાણી હોય તો થોડે થોડે કઢાવી નાખી શકાય છે.

જઠરાગ્નિ પ્રદીપ્ત થાય તે માટે ચવિકાસવ એકથી બે તોલા હમેશ જમ્યા પછી આપવો. અથવા કુમાર્યાસવ ઠીક પડે તો તે લેવો.

લોહી સુધારા માટે લોહગુગ્ગુલ અથવા પુનર્નવાદિ મંડુરની બબ્બે ચાર ચાર ગોળીઓ સવાર સાંજ મધ સાથે લેવી.

અગ્નિગર્ભાવટી બે ગોળી, મહામૃત્યુંજય લોહની બે ગોળી, મધ સાથે દિવસમાં બે વખત આપવી; અને જમ્યા પછી લોહાસવ એકેક તોલો પીવો.

બદ્ધ ગુદોદરમાં શસ્ત્રચિકિત્સા કરતા અગાઉ બસ્તિ (Douch and glycerin anima) આપી જોવો. એમ કરતાં મલ નીકળી જાય તો તો સારૂ નહિતો છેવટ શસ્ત્ર તો છેજ ને.

## ઉદાવર્ત

અપાનવાયુ, ઝાડો, પેશાબ, આળસ, આંસુ, છીંક, ઓડકાર, ઉલટી, વીર્ય, ભુખ, તરસ, શ્વાસ અને ઉંઘના વેગ-હાજતને રોકવાથી ઉદાવર્ત ઉત્પન્ન થાય છે.

અધોગતિ કરવાવાળો વાયુ ચકકર મારીને ઉપરની બાજુ વળે ત્યારે તેને ઉદાવર્ત કહે છે. અને એથી મલમૂત્ર

પણ બહાર ન નીકળે એ સહજ છે. ઉપરોક્ત બધા વેગાવરોધ આ પ્રકારનો ઉદાવર્ત કરી શકે એ સંદિગ્ધ લાગે છે. પોતપોતાના સ્થાનથી વાયુ જ્યારે ઉર્ધ્વ (પ્રતિલોમ) દિશાએ ફરવા માંડે છે ત્યારે ઉદાવર્ત કહેવાય એમ લઇએ તો પ્રથમ કહેલાં કારણો ઉદાવર્ત કરી શકે. અસ્તુ.

આફરો, ઉબકા, પેટમાં વાઢ, અપચો, શરીરની ચામડી લુખ્ખી અને ઠંડી લાગવી, ઝાડો, પેશાબ, વીર્યનું ન આવવુ અગર મુશ્કેલી પડવી વગેરે ઉદાવર્તનાં સામાન્ય લક્ષણો છે. અને પછી તો ઉપદ્રવરૂપે તાવ, મૂત્રકૃચ્છ, પ્રવાહિકા, હૃદયરોગ ગળતી, ગોળો, ખાંસી, શ્વાસ વગેરે અનેક વાયુનાં લક્ષણો ઉત્પન્ન થાય છે.

વાયુનું અનુલોમન કરવું એ ચિકિત્સાનું મૂળસૂત્ર.

એરંડિયું તેલ સ્વભાવે જ વાયુના રોગમાં સારૂં છે. જ્યારે અન્ય દ્રવ્યની સાથે આપવામાં આવે છે ત્યારે એ સંયોગ સંસ્કારથી વિરેચન દ્વારા મેદ, રક્ત, પિત્ત અને કફથી મિશ્રિત વાયુના રોગોને પણ મટાડી શકે છે. એટલે કફ તથા મેદ પ્રકૃતિવાળાને ત્રિફળા કે ગોમૂત્ર સાથે અને રક્ત, પિત્ત હોય તો દૂધ સાથે એરંડિયાનો પ્રયોગ કરાવવો સારો છે

કોઠો બહુજ ક્રૂર હોય અને થોડા ઘણા દિવેલથી ઝાડો ન ઉતરતો હોય તો વધારામાં વધારે વીસ તોલા સુધી આપવાથી જરૂર રેચ લાગે છે એથી મોટા પ્રમાણમાં કદી આપવું નહિ.

ઝાડો બહુ સુકાઇને અંદર ગંઠાઈ ગયેલો હોય તો સાબુનું પાણી ગુદામાં ચઢાવી (Soap water enema)

આંતરડાં સાફ કરી નાખવાં. પછી સ્નેહબસ્તિ (Glycerin enema) આપવી. અને અનુલોમન આહાર આપવો ગંઠોડાં અને સાકરની નિત્ય બબે આનીભારની ફાકી મારવી.

આ પદ્ધતિ ઠીક ન પડે તેણે નીચે પ્રમાણે પ્રયોગ કરી ફાયદો મેળવવો. ત્રિવૃતાદિ મોદક (ભા. ૨૪૧૧) એક મોદક ઉના પાણી સાથે ખાઈ લેવો. અથવા સવારમાં જાજરૂ જઈ આવીને નારાચ રસની બે ગોળીઓ ગરમ દૂધ અગર પાણી સાથે લઈ લેવી. જુલાબ ન લાગતો હોય તેમને માટે એક વર્તિ-દવાઓની કરેલી દિવેટ (Suppositories) ગુદમાં રાખવાનો પ્રયોગ છે તે માટે મદનાદિ ફલવર્તિ (ભા. ૫૬૮૭) અથવા આગારધુમાદિવર્તિ (૮૯૯૬)નો ઉપયોગ કરવો. અંગ્રેજી (Glycerin Suppositories) ની બનાવટ પણ ઝાડો લાવે એવી છે.

આ બે પ્રકારે વર્ણવેલી પદ્ધતમાંથી કોઈ પણ રીતે મલશુદ્ધિ થયા પછી દ્વિરૂત્તર હિંગ્વાદિ ચૂર્ણ બબે આનીભાર સવાર સાંજ પાણી સાથે લીધા કરવું. ઉદાવર્તના રોગ માટે લશુન તેલનો એક મહિનો પ્રયોગ કરવાથી પછી ફરિઆદ રહેતી નથી.

## ઉન્માદ

માંસાહાર અને મદ્યપાનની જેના જીવનમાં ગંધ પણ નથી, હિતભોજન એજ જેને વ્યસન છે, ઇન્દ્રિયસંયમ અને પવિત્રતા પ્રાણથી પણ જેને પ્રિય છે, એવા દઢમનના આત્માને ઉન્માદ નથી થતો. પરંતુ વિરોધી, દૂષિત અને અપવિત્ર ખાણું લે, દેવ, ગો, બ્રાહ્મણની અવગણના કરે, બહુ બીક

કે આનંદથી મનમાં વિકાર થાય, વગેરે કારણોથી મનોબળ ઘટી જાય છે અને દૂષિત થયેલા દોષો હૃદય તેમજ મનોવહસ્રોતોને દૂષિત કરી માણસને ગાંડો બનાવી દે છે.

પછી તો ચિત્ત ચકડોળે ચડે છે. બુદ્ધિની સ્થિરતા ગુમાવે છે. અધીરો બની જાય છે. જેમતેમ બકયા કરે છે. હૃદય ભાવસુનું રહે છે. અને ચાલાક માણસ તો એની આકુળ આંખોમાંથી આ બધું વાંચી શકે છે.

બ્રહ્મજ્ઞાની જેવી એની સ્થિતિ થાય છે: સુખ, દુખ, સદાચાર, દુરાચાર, ધર્મ, અધર્મ વગેરેની એ ગાંડિયાને પરવાજ નથી હોતી. શાંતિ એને કેવી ? એ તો સાન, ભાનનું જ્ઞાન બાજુએ મુકી આમતેમ રખડયાજ કરે છે.

વાયુ વગેરેના વિકારથી ઘેલછા થાય છે, તેમ વળગાડથી પણ થાય છે, એમાં પણ આયુર્વેદ તો માને છે. દેવ, ગંધર્વ, ભૂત, પિતૃઓ, બ્રહ્મરાક્ષસ વગેરે અનેક વળગાડ છે. પણ માણસના વિચાર અને વર્તન જેવાં હોય તે પ્રકારનું વળગાડ તેને હોય.

મગજમાં જુદા જુદા વિષયોની પ્રેરણા અને સંસ્કારનાં મથકો (centers) હોવાનું આધુનિકો માને છે. એ મથકો ઉપર જયારે અસર થાય ત્યારે જુદી જુદી ઘેલછાના પ્રકાર થાય છે. જેમકે સંગીતનું મથક વિકૃતિગ્રસ્ત હોય અને રોગી ગાયાં કરે તો ગંધર્વનો વળગાડ, એવી રીતે અભિનયનું કેન્દ્ર દૂષિત થતાં દરદી નાચ્યા કરે તો કિન્નરનો વળગાડ, મૈત્રીનું મથક બગડયું હોય તો મિત્રનો વળગાડ

વગેરે. આખરે માનસિક નિર્બળતા તો બેઉને સંમત છેજ. ઘેલછા પણ થાય છે. સિદ્ધ કરવાના માર્ગ જુદા હોઈ શકે.

વમન અને રેચથી મસ્તક, હૃદય, કોઠો અને ઈન્દ્રિ-યોમાં ભરાઈ રહેલ દોષોનો સારો નિકાલ થઈ જવાથી મન પ્રફુલ્લ થાય છે અને કંઈક ભાન આવે છે માટે પ્રથમ તો બની શકે તેવું હોય ત્યાં મીંઢળનું ચૂર્ણ ચાર આનીભાર અને લીંડી પીપર બે આનીભારનું ચૂર્ણ મીઠાના પાણી સાથે પાઈ દેવું એથી ઉલટી થાય પછી એક દિવસ રહી સારો જુલાબ આપી દેવો.

કેટલીક વખત મારવાથી, તરછોડવાથી, બીક બતાવવાથી, બાંધવાથી અથવા અંધારા ઘરમાં પુરવાથી–રોગી–ગાંડીયો તોફાન કરતો બંધ થઈ જાય છે.

જુનામાં જુનું ઘી સારી અને જલદી અસર કરનારૂં મનાય છે પરંતુ પચાસ સો વર્ષનું ઘી મેળવવું એ સુલભ નથી.

ઉન્માદભંજીનીવર્તિ આંખમાં આંજવા માટે છે.

ઉન્માદહર રસની એક ગોળી, નીલમભસ્મ રતિ ૦ાા, સારસ્વત ચૂર્ણ બે આનીભાર મેળવીને ઘી, સાકર અને મધ સાથે આપવું. દિવસમાં બે વખત આપવી. થોડા દિવસ પછી ત્રણેની માત્રા બમણી કરીને આપવી. અને એ રીતે દવા ચાલુ રાખવી.

સુવર્ણભસ્મ ૦ા રતિ, ચાંદીભસ્મ ૦ાા રતિ, વૈક્રાન્ત રત્નની ભસ્મ ૦ાા રતિ, પન્નાભસ્મ ૦ાા રતિ, પીપર ૧ વાલ, મરી ૧ વાલ અને શંખાવલિ ચૂર્ણ ૩ વાલ તથા સરસ્વતી

ચૂર્ણ ૩ વાલ. આ બધી દવાની પડીકી કરી તેના ત્રણભાગ કરવા. દરેક ભાગ ઘી સાકર અથવા મધ સાથે આપવાનો છે. દિવસમાં ત્રણ વખત લેવી.

સર્પગંધા નામની વનસ્પતિ હમણાં હમણાંમાં સારી પ્રતિષ્ઠા પામી છે. એનું સેવન કરવાથી સફલતા મળે છે. ઉન્માદ ગજકેશરી સવારસાંજ બબ્બે ગોળી ઘી સાથે આપવી. પંચગવ્ય અથવા એમાં પકાવેલો ઘીનો પ્રયોગ કરવો.

## ઉર્ધ્વવાત

હોઇયાં હોઈયાં થયાજ કરતું હોય એવાં માણસો તો ઘણાએ દીઠાં હશે. ખાસ કરીને સ્ત્રીઓને આ હોઇઆંનો રોગ બહુ પજવે છે. ખાધું હોય કે ભુખ્યું પેટ હોય પણ હોઈયાં તો ચાલુ જ. પાંચ પચીસ માણસ બેઠાં હોય તો તો બિચારી કોઈ શરમાળને તો શરમાવું પડે. આનેજ ઉર્ધ્વવાત કહે છે. અંગ્રેજી વૈદ્યકમાં Nervous Dyspepsia ના વર્ગમાં આને મુકી શકાય. સ્થાનભેદે જઠરનો વ્યાધિ છે. દોષદૃષ્ટિ જોતાં વાયુનું આ કામ છે.

બે એક આનીભાર સૈંધવ નાખીને ગરમ ઘી અધોળ નવટાંક રાત્રે રાત્રે છ દિવસ સુધી આપવું અને સ્હવારમાં તથા સાંજે અગ્નિતુંડીની બે બે ગોળીઓ જમ્યા બાદ પાણી સાથે પી જવી.

છ દિવસ પછી ષડધરણયોગ (૭૭૪૨) બે આનીભાર સ્હવારમાં અને બે આનીભાર સાંજના પાણી સાથે પીવાનું શરૂ કરવું. છ દિવસ જ આ પ્રયોગ કરવાની જરૂર છે છતાં જરૂર જણાય તો લંબાવવામાં હરકત નથી.

લસણુ ઘીમાં તળીને ખાવું એ પણુ સારૂં છે, અને ફાયદો થાય છે.

લવણુભાસ્કર અથવા શિવાક્ષર પાચન થોડા દિવસ લેવાં.

હિંગાષ્ટક ચૂર્ણ પણુ વાયુનું અનુલોમન કરનારૂં છે. આ રોગમાં સૈંધવ મરી અને લીંબુ ચૂસ્યાં હોય તો સારાં.

## ઉપદંશ

શરીરે ફિકકાશ હોય પણુ પાંડુરોગનાં ચિન્હો મળતાં ન હોય, અને લોહવાળી દવાઓથીયે સુધારો ન થતો હોય તો ચાંદીનો રોગ હોવાનો પૂરે પૂરો સંભવ ખરો. દરદી પોતાની વાત ન કહે તો પાંડુ રોગથી આ રોગને જુદો પાડવો મુશ્કેલ ખરો.

હરાયાં સ્રીપુરૂષોનો આ રોગ છે. હરામચસ્કાનું આ પરિણુામ છે. ચાંદીના દરદથી પીડાતી એક જ સ્રીનો એક પછી એક પાંચ માણુસો ઉપભોગ કરે તો પણુ પ્રયોગથી પુરવાર થયું છે કે પાંચે પુરૂષોને એ રોગ નથી લાગતો. સંભોગ ક્રિયા દરમ્યાન તે સ્ત્રી જે પુરૂષ સાથે વધુ હર્ષાવેશ માં આવી ગઈ હશે તેને જ આ રોગ લાગવાની શકયતા છે એવું માનવામાં આવ્યું છે.

સંસર્ગ પછી દસેક દિવસે પેશાબની ઈન્દ્રિયની ઉપલી ચામડીની ટોચ કે અંદરના મણિુ ઉપર ચાંદી પડે છે. એમાં પીડા જેવુંઇ થતું નથી અને આપો આપ રૂઝાઈ પણુ જાય છે. કોઇ વખત ધ્યાન બહાર રહી જાય એટલી નાની પણુ ચાંદી હોય છે. આની ધાર કઠણુ હોય છે બીજી એક એવી

ચાંદી થાય છે કે જે પોચી જ રહે છે. એ આના જેટલી ઝેરી નથી હોતી. ચાંદી થાયને રૂઝાય એવામાં સાથળમાં વેળ ઘાલે છે, ને ગાંઠો વધે છે, ને કઠણ થાય છે. નરમ ચાંદીમાં ગાંઠો વધી પાકીને ફુટે છે, મુખ ફિક્કું પડવા માંડે છે, અને અશક્તિ આવે છે. ઉપાય ન કરવાથી વધ્યે જાય છે. આખા શરીરની રસગ્રંથિઓ પછી તો વધવા માંડે છે. દરદી સાચી વાત ન કરતો હોય ત્યારે આ ગાંઠો જોઈ જોવી.

ત્રણેક અઠવાડીયા સુધી શાંતિ જાળવીને વળી પાછો રોગ જોર કરે છે. શરીર ઉપર બધે ગરમીની ફોડલીઓ ફુટી નીકળે છે. પણ એ ગરમીમાં ચળ નથી આવતી. પંદરેક દિવસમાં તો આપો આપ શમી જાય છે. બહુ સખત ઝેર થઇ ગયું હોય તો મ્હોમાં યે ગરમી નીકળવાથી ચાંદાં પડી જાય છે. કાળજું, હૃદય, મગજ, પ્રજનન અવયવો, વગેરેમાં ચેપ પહોંચી વળે છે. ધાવણ અને પેશાબ એ બે જ પદાર્થો એવા છે કે જેમાં આ રોગનો ચેપ જણાતો નથી. બાકી શરીરની લોહીથી તે વીર્યપર્યન્તની બધી ધાતુઓ દૂષિત થાય છે. તાળવાના હાડકામાં કાણું પડી જાય છે અને બીજાં એવાં હાડકાંઓ ઉપર ઝીણી ઝીણી ગાંઠો ઉગે છે. ધીરે ધીરે અને છુપી રીતે પણ મજબુત પાયો નાંખનારો ભેદી અને ભયંકર આ રોગ છે.

આ રોગ વારસામાં પણ આવે છે. એક પછી એક આવતી કસુવાવડો, પૂરે મહિને મરેલાં અવતરતાં બાળકો, પહેલું વર્ષ પુરૂં થતાં અગાઉ થતાં બાલ મરણો, એ બધું શું સૂચવે છે? માના કોઠે રતવા અથવા બાપને ગરમીનો રોગ.

બાલકોમાં ચીડિયો સ્વભાવ, ખોખરો અવાજ, હાડકાંની સ્પર્શાસહિષ્ણુતા (Tenderness) એ આ રોગનાં ખાસ ચિન્હો છે. સળેખમ અને વરાધના ઉપદ્રવ થઇ આવે છે. આ બધામાંથી છોકરૂં બચી જાય, તો દૂધિયા દાંત જલદી પડી જાય છે, અને નવા આવેલા આગલા બે દાંતો ધાર પર વચ્ચે ખાડા વાળા હોય છે. નાક બેસી ગયેલું હોય છે. આંખો આવે છે. કાને બહેરાશ લાગે છે. સાંધાના હાડકાંના રોગ થાય છે.

આ રોગથી માણસ રીબાય છે તો બહુ પરંતુ એનાથી જ મરી જતો નથી.

ચૌદ જ દિવસનો એક પ્રયોગ છે. ચલમ પીતાં આવડતું હોય તેનું આ કામ છે. સમ્પ્રસારણી ગુટિકાની એક ગોળી ચલમમાં મુકી અંગારો ઉપર મુકી ધુમ્રપાન કરવું. પછી એક તૈયાર પાન ખાઈ લેવું. મીઠું બંધ. જવની રોટલી ઘી લઈને ખાવી.

વ્યભિચાર કર્મ આ રોગનું મૂળ કારણ છે. એટલે બ્રહ્મચર્ય પાલન, આ રોગમાં જરૂરી છે. વ્યભિચારથી મુક્ત થઇ બ્રહ્મચર્ય પાલન કરવું એ ધર્મ અને નીતિના સંસ્કારમાં શિથિલતા સેવતા આજના સમાજમાં સુલભ તો નથી જ બલ્કે અશક્ય. પણ જેટલું એ અશક્ય એટલું જ આવશ્યક છે, જ્યારે ઇન્દ્રિય ઉપર સડો હોય ત્યારે તો ફરજીઆત બ્રહ્મચર્ય જ રહે છે પણ જેમાં માનસિક સંયમ નહિ એ બ્રહ્મચર્ય ન કહેવાય. રંડાપાની સ્થિતિ જેવું એ ગણાય. તમાકુ અને દારૂ તદ્દન મુકી દેવાં પડે.

પારાની બનાવટો અને સોમલ આ રોગના સાચા ઉપાયો છે. સોમલનાં તો ઇન્જેક્શનો પણ નીકળ્યાં છે અને એ સારામાં સારી રીત છે.

તેલ મરચું ખટાશ, મીઠું બંધ કરવું. પછી (૧) કેશરાદિ રસ એક ગોળી સવારે અને એક ગોળી સાંજે ચોપચીન્યાદિ ચૂર્ણ બે આનીભાર સાથે મેળવી ઘીમાં ચાટી જવું. થોડા દિવસ પછી બે ગોળીઓ લેવી. (૨) ચોપચીની પાક નિત્ય ખાવો. બૃહત્મંજીષ્ઠાદિ ક્વાથ બે વખત આ પ્રયોગની સાથે પીવો. આ દવા આ રોગ ઉપર લબ્ધપ્રતિષ્ઠ છે.

ત્રિપુરભૈરવ રસ અથવા વ્યાધિહરણ રસ બેઉકુપીપક્વ રસાયન લેવાં) અને એની ૦॥ રતિથી એક રતિની માત્રા લેવી. એમાં ચોપચીન્યાદિ ચૂર્ણ બે આનીભાર મેળવવું અને ઘી સાથે ચાટી જવું.

અનંતમૂળ સત્વ અને નિંબસત્વનો લોહી સુધારવામાં ઉપયોગ કરવો. ઇન્દ્રિયની ચાંદી ઉપર રસકપૂંરનો મલમ ચોપડવો અથવા રસપુષ્પ મલમ ઘસવો. ટંકણામ્લનો ભુકો છાંટી શકાય. અને એથીયે સારો અને અઢી હજાર વર્ષનો જુનો અનુભવનો પ્રયોગ છે–ત્રિફળાની ભસ્મનો. એ ભસ્મ કોરી દાબવી ગમે તેવી ચાંદી રૂઝાય છે પણ જો બળતર બળે અને ચાંદી તરડાય તો મધમાં કાલવીને ચોપડવાથી બળતર નહિ બળે અને તરડાશે પણ નહિ.

મોરથુથુનો એક પ્રયોગ છે:–મોરથુથુની બે રતિની આશરે એક કાંકરી લેવી એક રીંગણુ લેવું. રીંગણુમાં મોરથુથુ ઘાલીને સરસિયામાં તે રીંગણુને તળી નાખવું. ગમે તેવા જુના ઉપ-

દંશથી પીડાતા દરદીને પણ આ રીંગણુ ખવરાવવું તે દિવસે પાણી પણ પીવા દેવું નહિ. માત્ર ઘઉંની ધાણી ખાવા દેવી. બીજે દિવસે તેને ઘઉંની રોટલી અને કેરીનું અથાણું આપવું. ઘી તો નજ આપવું. ત્રીજે દિવસે વળી ઉપર મુજબ તૈયાર કરેલું એક રીંગણુ આપવું. ચોથે પાંચમે દિવસે બીજા અને ત્રીજા દિવસ જેવું અનુક્રમે કરવું. અને છઠે દિવસે ચોથા દિવસ મુજબ. ઉપદંશ મટે છે. જરૂર પડે તો બીજા છ દિવસ આ પ્રયોગ કરવો.

## કર્ણરોગ.

કાનનાં દરદોમાં ચસકા એજ દરદીને દવા લેવા ઉતાવળ કરાવે એવું છે. કાનમાં જુદી જુદી જાતના અવાજ થાય એ પણ દરદ છે. કાનની બ્હેરાશ એતો લોકપ્રસિદ્ધ વ્યાધિ છે. ખરજ આવવી એ પણ દરદની ગણતરીમાં છે. કાનમાં મેલ ભરાય છે તે પણ રોગજ. કીડા પણ કેટલીકવાર પડે છે. સોજો આવે છે. કાન પાકે છે. એ સિવાય કાનમાં ગુમડું થાય, મસા થાય, વગેરે ઘણાં ઘણાં દરદો એક નાનકડા કાનમાં થઇ શકે છે.

બધા કાનના રોગમાં સામાન્ય સૂચના એ છે કે ઘૃતપાન કરવું, રસાયનનું સેવન કરવું, વ્યાયામ મુકી દેવો, માથાબોળ ન્હાવું નહિ, બ્રહ્મચર્યનું પાલન કરવું અને બહુ બોલ બોલ નહિ કરવું અર્થાત્ મૌન વ્રત ધારણ કરવું.

કાનના ચસકા, અવાજ, બ્હેરાશ, સ્રાવ વગેરેની સામાન્ય સારી દવા સ્વર્જીકાઘતેલ છે એનાં ટીંપાં કાનમાં નાખવાં.

કાનની બ્હેરાશ માટે સારિવાદિ વટી બબે ગોળીઓ નિત્ય દૂધ સાથે સવાર સાંજ ખાધા કરવી, અને અપામાર્ગ તેલ અથવા દશમૂલ તેલ કાનમાં નાખવું. ક્ષારતેલ તથા ષડ્બિન્દુ તેલ પણ બ્હેરાશ માટે વાપરી શકાય.

કાનમાં કીડા પડયા હોય તો કૃમિકર્ણ તેલનો કાનમાં નાખવા માટે ઉપયોગ કરવાથી ઠીક રહે છે.

કાનમાં ચળ આવતી હોય અથવા મેલ ભરાયલો હોય અથવા કાન પાકયો હોય ત્યારે વિષ્ણુ પાદામૃત ( Hydrogen peroxide )થી કાન ધોઈ નાખવો. મેલ છુટો પડયો હોય તો કાઢી લેવો અને ધૂપેલ કાનમાં ભરવું. અને કર્ણપાકમાં ધોયા પછી સમુદ્રફેનનું ચૂર્ણ નીચે લખી રીતે કાનમાં નાખવું. રૂની એક દિવેટ બનાવવી એને મધમાં પલાળીને સમુદ્રફેનનાં ચૂર્ણવાળી કરી કાનમાં મુકી દેવી. કાનમાંથી આવતા પરૂનો આ એક ઉત્તમ ઉપાય છે.

દાંત, ગળું વગેરેમાં પરૂ, સોજા વગેરેને કારણે પણ કાનનાં દરદ થઇ આવે છે તેની તપાસ કરી જોવી. કાન પાકયો હોય ત્યારે ખાલી રૂનાં પુમડાં પણ કાનમાં મુકી રાખવાં જેથી હવા ન ભરાય. કાનમાં જે આવે તે ઘાલીને ખોતરવાની ઘણાને ખરાબ ટેવ પડેલી હોય છે તે ટેવ કાઢી નાખવી. કારણકે તેથી કાનના પડદાને નુકશાન થવા ધાસ્તી છે. કાનનું દરદ ન હોય તો પણ હમેશ તેલ નાખવાથી સારા ફાયદા થાય છે.

દીપિકાતૈલની બનાવટ કાનમાં થતા શૂળ માટે બહુ

સરસ છે, એજ રીતે લસણુનો આદાનો કુદીનાનો વગેરે રસ પણ કાનમાં નાખવાં સારાં છે.

બકરીનું મૂત્ર અથવા કેળનો રસ ગરમ કરીને કાનમાં ભરવાથી કાનના રોગોમાં ફાયદો કરે છે.

કાનમાં અવાજ થતો હોય ત્યારે તલીયા તેલમાં કપુર મેળવી ગરમ કરીને કાનમાં ભરાય છે.

## ઉધરસ.

ઉધરસ, ખાંસી, કફ એવા જુદાં જુદાં નામે આયુર્વેદોક્તકાસ રોગ ઘેર ઘેર જાણીતો છે. ગળાથી ફેફસાં સુધીનો જે શ્વાસ માર્ગ છે તે શુદ્ધ વાયુને આવવા જવા વાસ્તે છે. જ્યારે કફ એ માર્ગમાં વાયુની આડે આવે છે ત્યારે કુદરતજ તેને બહાર કાઢવા પ્રયત્ન કરે છે. એ પ્રયત્ન તે ઉધરસ–ખાંસી.

ઉધરસની શરૂઆતમાં ઘણુંખરૂં કફ, નીકળે એટલા પ્રમાણુમાં નથી હોતો. એટલે એને સુકકી ખાંસી અથવા લુખી ઉધરસ કહે છે. આ ઉધરસમાં ખુ ખુ કર્યા કરે છે જાણે અંદર કફ ચોંટી રહ્યો હોય તેમ લાગે છે અને ગળફો પડતો નથી. ઉધરસનું જોર વધારે હોય તો દરદી હેરાન થઈ જાય છે પેટ પણ દુ:ખવા આવે છે. ગળું છોલ.ઈ જતું હોય એટલે અંદર બળતરા પણ બળે. અંદરથી ગળું લાલ થઈ ગયું હોય છે. ઉધરસ ઘણુખરૂં રાતે તો દરદીનો કેડોજ મુકતી નથી.

ધીમે ધીમે કફ જુદો પડવા લાગે છે. ખાંસીનું જોર મંદ થાય છે. ગળાનો સોજો પણ ઉતરે છે. આને ઉધરસ પાકી ગઈ એમ કહે છે.

ઉપાય કરવાથી મટી શકે તેવો આ રોગ છે. પરંતુ બેદરકારી કરી તો ક્ષય થઈ જાય ખરો.

આ ઉપરાંત બીજા પણ ઉધરસના પ્રકારો છે. જેવા કે, ક્ષય થયેલો હોય તેમાંય ઉધરસ આવે છે એ ઉધરસ ક્ષયના ઉપાય કરવાથી મટી શકે છે.

છાતીમાં ક્ષત પડયું હોય અને ઉધરસ આવે છે તેમાં પહેલી લુખ્ખી ઉધરસ આવે છે અને પછી ગળફામાં લોહી પડવા લાગે છે. આ ઉધરસને સંસ્કૃતમાં ક્ષતકાસ કહે છે. ક્ષયની ઉધરસમાં અને આ ઉધરસમાં બેઉમાં લોહી તો ગળફામાં પડે છે પણ એમાં ફેર એટલો કે ક્ષયની ઉધરસ પહેલેથીજ લોહીવાળો ગળફો કાઢતી હોય જ્યારે ક્ષતકાસમાં પહેલી લુખ્ખી ઉધરસ થઈને લોહી નીકળે.

(स पूर्वे कासते शुष्कं ततःष्ठीवेत् सशोणितम्)

ક્ષતકાસમાં ક્ષતક્ષીણની દવાઓ કરવી એટલે મટી જશે.

એ ઉપરાંત ઘડપણને અંગે ઉધરસ આવે છે, બહુ સ્રીસંસર્ગ કરનારને પણ ઉધરસ થાય છે.

ઉધરસ લુખ્ખી હોય ત્યારે તો ઘણાખરા ઘરગથ્થુ ઉપાયોજ અજમાવે છે પરંતુ જ્યારે એ ઉપાયોને ઉધરસ મચક ન આપે ત્યારેજ લોકો દવા લે છે.

( ૧ ) અગ્નિરસ બે વાલ, સિતોપલાદિ ચૂર્ણ બે વાલ અને યવક્ષાર એક વાલ મધ સાથે લેવું. ( ૨ ) તાલીસાદિ ચૂર્ણ અને યષ્ટીમધુ બબે વાલમાં અપામાર્ગક્ષાર એક વાલ મેળવી લેવો અને મધ સાથે દવા ચાટી જવી. દિવસમાં ત્રણ વખત દવા લેવી.

નાનાં છોકરાંને ઉધરસ થઈ હોય તો શ્રૃંગ્યાદિ ચૂર્ણ એક વાલ અને ૦॥) વાલ શુદ્ધ ટંકણખાર મધ અથવા પાણી સાથે આપવું.

ઉધરસ પાકી ગઈ હોય અને ગળફા પડતા હોય તો પણ ઉપરના ઉપાયો કરી શકાય.

કફ ચિંતામણિ અથવા કફકેતુ રસની એક કે બે ગોળી દાડિમાષ્ટક ચૂર્ણ અથવા લવંગાદિ ચૂર્ણ ચાર ચાર વાલ સવાર સાંજ થઈને પાણી સાથે પાઈ દેવું.

લવંગાદિ વટી, ખદિરાદિ વટી, મરીચ્યાદિ વટી એકેકી મ્હોંમાં રાખી રસ ઉતારવો. સુકકી તેમજ પાકી ઉધરસમાં ફાયદાકારક છે.

લુખ્ખી ઉધરસ બહુજ જુની હોય અથવા ઘરડા માણસોને ઉધરસ થઈ હોય તો વાસાસવનું એકાદ અઠવાડિયું સેવન કરાવવાથી સારો ફાયદો થાય છે.

વાસાવલેહ અને કંટકાર્યવલેહ પણ ખાંસી માટે લબ્ધપ્રતિષ્ઠ છે.

ક્ષયની ઉધરસ હોય તો શ્રૃંગારાભ્રકની એકેક ગોળી સાબરસીંગભસ્મ ૧ વાલ હરીતકીઅવલેહ સાથે અથવા વાસાવલેહ સાથે ચાટવા આપવી. ઉપરથી વાસાસવ અથવા દ્રાક્ષાસવ પીવા આપવો.

ઉરઃક્ષતની ઉધરસ હોય તો અર્ક અહિફેનાદિ ગુટિકા સારામાં સારી છે. એકેક કલાકે એકેક ગોળી મોંઢામાં રાખી રસ ચુસ્યા કરવો. રોજની આઠ ગોળી કરતાં વધુ ગોળીઓ ચુસવી નહિ. એલાદિ ગુટિકા વધારેમાં વધારે ચાલીસ ગોળીઓ આખા દિવસમાં મ્હોંમાં રાખવા આપી શકાય.

થોડાક સસ્તા, સહેલા અને સરસ ઉપાયો ઉતારવાની ઇચ્છા થાય છે: શાહુડીના કાંટા જે શીંહોળીઆં કહેવાય છે તેની રાખ મધ, ઘી, અને સાકર સાથે ચાટવા આપવાથી ખાંસી તેમજ શ્વાસ બેઉ મટે છે.

મોરના પગની કરેલી રાખ મધ ને ઘી સાથે આપવાથી પણ ફાયદો થાય છે.

એરંડાનાં પાનનો ક્ષાર અથવા ત્રિકટુ ચૂર્ણ ગોળ અને તેલ સાથે ચાટવું.

તુલસી અને એરંડાનાં પાનનો ક્ષાર પણ તેલ અને ગોળ સાથે લેવાથી સવ પ્રકારની ખાંસી મટે છે.

કાસમર્દાદિ ધૃતનો ઉપયોગ પણ ખાંસીમાં ફાયદાકારક છે.

છાતી ઉપર શેક કરવાથી સારો ફાયદો થાય છે. ખોરૂં તેલ, તેલથી તરબોળ શાક વગેરે, ખંડ વગેરે ખાવું નહિ. શરદી લાગવા દેવી નહિ. અને ઝાડો સાફ આવવો જોઇએ એ ધ્યાન રાખવું.

## ઉટાંટિયો.

કુકડિઆ ખાંસી, મોટી ઉધરસ અથવા ઉટાંટિઆના નામથી ઓળખાતો આ રોગ બાળકોને થાય છે. બાળકોને થતી સાદી ઉધરસથી આ જુદાજ પ્રકારની હોય છે. આ રોગ ચેપી છે.

શરૂમાં તો બાળકને તાવ આવે છે અને નહિ જેવી ઉધરસ હોય છે સાથે સાથે સળેખમ જેવું પણ હોય છે. પણ આઠેક દહાડામાં તો તાવ મોળો પડે છે અને ઉધરસનું જોર વધે છે. નિર્દોષ બિચારૂં બાળક ઉધરસ ખાતાં ખાતાં

બેવડ વળી જાય છે પણ ગળફો નીકળતો નથી. વચમાં ક્ષણેક શ્વાસ લેવા જેટલો વખત ખુખુ કરતું બંધ પડે છે અને વળી શરૂ થાય છે આમ એક એક વખતે સામટા પંદર વીસ ખોખારા કરે અને એવું બે ત્રણ વાર થઈ ગયા પછી સ્હેજ ચીકણો તાંતવાળો કફ ઉલટીમાં નીકળે ત્યારે શાંતિ થાય છે, ઉલટીમાં ખાધેલુંયે નીકળી જાય વખતે પેશાબ કે ઝાડોયે થઈ જાય છે.

ઉધરસનો હુમલો આવે એ વખતે જોયું હોય તો એ બાળક પ્રત્યે ખરેખર અનુકંપા ઉપજ્યા વગર રહે નહિ. આંખો નીકળી પડે છે. અને લોહીથી ભરાયલી નસોને લીધે લાલ થઈ જાય છે, ગળાની અને કપાળની બધી નસો ફુલીને ઉપર તરી આવી હોય છે. બાળક બેવડું વળી ગયું હોય છે છે અને શ્વાસ તો અદ્ધરજ હોય છે.

આમાં જો શરદી લાગી ગઇ તો મોતનાં નિશાન. વરાધ થઇ જાય.

રોગ બહુ લંબો ચાલે છે પણ એનો ચેપી સ્વભાવ અઠવાડિયામાં અને જોર પંદર પચીસ દિવસમાં દૂર થઈ જાય છે.

આનું એક ખરાબ પરિણામ આવે છે. બાળકની છાતીનો આગલો ભાગ ફુલી જાય છે.

પૂરા દોઢ મહિને આ રોગ મટી જાય છે.

છાતીએ તેલ ચોળીને ઉપરથી અફીણનાં ધોલડાંનો શેક કરવો. ખાસ દવાઓ તો આને માટે કંઇ છે નહિ પણ ક્ષારોનો ઉપયોગ કરવામાં આવે તો કફ છુટો પડતાં રાહત મળે.

તમાકુની ડાંડીઓનો ક્ષાર અને અર્કમૂલત્વક્ ચૂર્ણની માત્રા આખા દિવસમાં થઇને એક વાલ આપવી. સાબરશ્રૃંગ ભસ્મ બે આનીભારથી વધી ન જવી જોઇએ. ઉમ્મર પ્રમાણે ઓછી વધતી આપવી.

યવક્ષારાદિ ક્ષારો એક વાલ સુધી આપી શકાય. કોઇ પણ એક અથવા બે ક્ષારો સાબરશ્રૃંગની ભસ્મ સાથે મેળવી મધમાં આપવી. વાસાસવ આપવો.

સિતોપલાદિ ચૂર્ણ ગોદંતી ભસ્મ મેળવીને આદાના પાનના અથવા તુલસીના રસ સાથે મધ મેળવીને આપવું.

આ રોગથી બાળકનું શરીર બહુ નબળું પડી ગયું હોય છે. એટલે ગળોસત્વ અથવા ગળો ઘન તથા સુવર્ણ માક્ષિક ભસ્મ કે મંડુર ભસ્મનું એને સેવન કરાવવું.

શાસ્ત્રીય પ્રયોગોની માફક લોકરૂઢિમાં પણ કંઇક સત્ય હશે એમ માનીએ તો નીચેનો પ્રયોગ કરી જોવો.

ઉત્તર ગુજરાતના જુના પાટનગર પાટણમાં એક સુપ્રસિદ્ધ ઐતિહાસિક વાવ છે. એનું નામ રાણકી વાવ. એનું પાણી ઉટાંટીઆ ઉપર પાવાથી એ રોગ મટવા વિષેની લોકશ્રદ્ધા આજકાલની નથી. શ્રદ્ધાળુ જનતા અજમાવે.

સ્વચ્છ હવા રહે એ જરૂરી છે પણ સ્વચ્છ હવા લેવા જતાં પવન લાગે નહિ એ પણ એટલુંજ આવશ્યક છે. છોકરાને ગરમ કપડાં પહેરાવવાં અને ઘરની અંદર ધૂપ કરવો.

## કુષ્ઠ.

ખસ, ખરજવું, દાદર, પગમાં ચોરા પડવા, કરોળીઆ નીકળવા, પતનો રોગ એ બધા ઘેર ઘેર જાણીતા રોગોને

એકત્ર કરીએ તો કુષ્ઠ કહેવાય. કુષ્ઠના તો શાસ્ત્રકારોએ અઢાર ભેદ આપ્યા છે. એકંદર એ રોગ લોહીવિકારનો છે અને એથી ચામડી તથા માંસ બગડે છે અને કોઢ થાય છે. શરીરમાં ફરતો આહારરસ બગડે છે અને વખત જતાં છેક શુક્ર સુદ્ધાંને એની અસર પહોંચે છે.

ખસ, ખરજવું અને દાદર એવા ઘરાઉ રોગ છે કે એની ઓળખાણ આપવાની જરૂરજ નથી રહેતી. ઘણાંના હાથ પગનાં તળીઆં ફાટીને ચીરા પડે છે અને એથી પીડા ખુબ થાય છે. એને વિપાદિકા કહે છે. મચ્છી અથવા મીઠુંને દૂધ એ વિરૂદ્ધ ભોજન ગણ્યુ છે, અને કુષ્ઠનું એ એક કારણ માન્યું છે. લોકોમાં કોડલીવરઓઈલ દૂધસાથે પીવાનો અને મીઠાવાળી ખીચડી દૂધમાં ખાવાનો રિવાજ ઘણે ઠેકાણે માલુમ પડે છે અને તેવામાંથી ઘણાખરાને કરોળીઆ નીકળતા જોયા છે. કરોળીઆના આકારનાં આછાં ધોળાં રતાશ પડતાં ચાઠાં પડે છે કેટલીક વખત ઘસવાથી ફોતરી ઉખડે છે સંસ્કૃતમાં સિદમ કુષ્ઠ આવો છે.

તીર્થસ્થાનોમાં કે મોટાં શહેરોની ફુટપાથરી પર ઘણાંયે એવાં ભિખારી જોયા હશે કે જેમના હાથ પગની આંગળીઓ ખરી પડી હોય, એને પત કહે છે. અથવા ગલત્કુષ્ઠ પણ કહે છે. Leprosy રોગ એને મળે છે.

ગમે તે જાતનો કોઢ હોય પરંતુ ચામડીની નીરોગિતા અને લોહીની શુદ્ધિ કરનારાં ઓષધો આપવાં જોઇએ.

ઋગ્વેદના કાળથીજ આર્યો તો માનતા અને અનુભવતા આવ્યા છે તેમાં શ્રદ્ધા કદાચ ન રહે, શરીરે ફુટી નીકળેલા

કોઢ દુર કરવા મયૂર કવિએ સૂર્યશતકથી મેળવેલી સફળતાની ઐતિહાસિક વાત કોઇને ક્ષેપક લાગે, પણ આજે નજરે જોઈ શકાય એવા સૂર્યચિકિત્સાના સફળ પ્રયોગો ન માન્યે કંઇ ચાલશે. સૂર્યમાં અજબ શક્તિ છે. ચામડીને જરૂરી પોષક તત્વો એ આપે છે. કુષ્ઠ માટે તો સૂર્યસ્નાન એ ઉત્તમ ઉપાય છે. એ બાબતનો વિસ્તાર સૂર્યચિકિત્સા પદ્ધતિના સાહિત્યમાંથી જાણવો. આયુર્વેદના કુષ્ઠઘ્નલેપ ચોપડી આતપમાં બેસવું એ પણ સૂર્યચિકિત્સાનો પ્રકાર ગણાય.

खदिरःकुष्ठघ्नानाम् બીજા કુષ્ટના ઔષધોપચાર ભણી જોતાં ખેર શ્રેષ્ઠ છે. ખાવા, પીવા, ન્હાવા, ધોવા વગેરે પાણીની ગરજ પડે એવાં દરેક કામોમાં ખેરની છાલનો જ ઉકાળો વાપરવો.

આરોગ્યવર્ધની રસ નં. ૧ ની ગોળીઓ બે સવારે અને બે સાંજે લીંમડાના રસ સાથે લેવા માંડવી. આગળ જતાં ધીરે ધીરે બેનો ચાર ચાર ગોળીઓ લેવી. લીમડાનો રસ ન ઠીક પડે તો પછી બૃહત્ મંજીષ્ઠાદિ કવાથ સાથે એ ગોળીઓ લેવી.

માણિકય રસ અને હરતાલ ભસ્મ કોઢ ઉપર સારાં ગણાય છે. માણિકય રસની માત્રા રતિ એકથી વધી બે રતિ સુધી અને હરતાલની માત્રા એક ચોખાપુરથી બે ચોખાપુર જેટલી લેવી. એની સાથે ગળોનું સત્વ બે વાલ અથવા ઘન એકવાલ મેળવીને ઘી અથવા માખણ સાથે સવારસાંજ આપવાં.

ખેરની માફક બીજી પ્રતિષ્ઠા છે બાકુચીની (તકમરીયાં નહિ) કાળા તલ સાથે એનું સેવન વરસ દહાડો કરવા કહ્યું છે.

પત માટે ગલત્કુષ્ઠારિ રસ ખાસ છે. એકથી બે વાલ મધ સાથે બે વખત લેવો.

સફેદ કોઢમાં ઉદયાદિત્ય રસનો બબે રતિની માત્રામાં ઉપયોગ કરવો. તેની સાથે ખદિરારિષ્ટ લેવો.

તાલકેશ્વર રસ રતિ ૧) અને અનંત મૂળસત્વ વા. ૧ મધ ઘી સાથે સવાર સાંજ સેવવું, ફોલ્લા ન થાય તેની કાળજી કરવી.

દદ્રુઘ્ન લેપ, ચક્રમર્દાદિ લેપ, દાદર ઉપર ખાસ બનાવટ છે. જ્યારે કુષ્ઠઘ્ન લેપ, ગુંજાદિ લેપ, ચંદ્રશૂરાદિ લેપ, વગેરે કુષ્ઠના સર્વ સામાન્ય યોગો છે.

વિચર્ચિકા નામનો કુષ્ઠ જેમાં ખરજ હોય, શ્યાવરંગી ફોડલીઓ હોય, અને સ્રાવ બહુ આવે, એ લીલા ખરજવાનું વર્ણન છે.

ગળીનો રસ લીલા સુકી હંમેશ ચોપડવાથી કેટલાંય વર્ષનાં જુનાં ખરજવાં અવશ્ય મટે છે.

યશદ ભસ્મ ગાયના ઘીમાં કાલવીને સાત દિવસ લગાવવાથી ફાયદો થાય છે એમ મનાય છે.

ખસમાં ચોપડવા માટે નીચેનો પ્રયોગ કરવો:— ધંતુરાના પાંદડાંના રસમાં તેલ નાખીને તેમાં ગંધક પારાની કજ્જલી નાખી તેલ પકાવી તે તેલ ચોપડવું અથવા એ બધું એક થઇ જાય ત્યાં સુધી ઉનું કરી ઠંડુ થયે ચોપડવું. ચરી પાળીને ગંધક રસાયનનું સેવન કર્યું હોય અને ઉપર મંજીષ્ઠાદિ કવાથ પીધો હોય તો ખસ મટે, પણ આ પ્રયોગ શરૂ કરતા અગાઉ સારી પેઠે જુલાબ લઇ લેવા.

પગ ફાટીને ચીરા પડ્યા હોય તો મીણ, સિંધવ, ગુગળ, ગેરૂ, ઘી, મધ, રાળ એ બધાનો મલમ કરીને પગે ચોપડવું, પગ સુંદર, સુંવાળા, થશે; અને કમળ જેવી સુરખિ આવશે.

સિંદૂર, ગોળ, ગુગળ અને ઘી એક કરીને બનાવેલો મલમ ચોપડવાથી પણ પગના ચીરા જતા રહે છે.

કોઢ થવાના હોય ત્યાર અગાઉ કેટલાંક સૂચક ચિન્હો શરીરમાં જણાય છે. જેમકે ચામડીમાંથી સ્પર્શ શક્તિનો નાશ થાય, પસીનો બહુ આવે કે તદ્દન ન આવે, રંગ ફરી જાય, એટલી જગ્યા ઉપસી આવે, ચળ આવે, સહેજ વાગતાં ઘા પડી જાય અને કેમે કર્યો રૂઝાય નહિ વગેરે.

દાદરનો અચુક ઉપાય વાસી થુંક અને કાચલીનો ચુવો છે કુંવાડિયાનો રસ પણ ખરો.

## કૃમિ.

કૃમિને લોકો 'ચરમ' કહે છે. લોહીના, કફના, ઝાડાના, અને સહજ, એમ ચાર પ્રકારે ચરમનું વર્ણન છે. શરીરની સૂક્ષ્મતામાં આર્યો નહિ ઉતરેલા અથવા આયુર્વેદની ઉત્પત્તિ વખતે રૂધિરાભિસરણનું જ્ઞાન ન હતું એ જાતના આક્ષેપો કરનાર આયુર્વેદનું કૃમિ પ્રકરણ વાંચે અને એના સૂક્ષ્મ વર્ગીકરણનું ધ્યાન કરે. આ પ્રકરણ એટલું ગૂઢ છે કે આધુનિક દૃષ્ટિએ એને રજુ કરતાં એક અલગ પુસ્તક જ લખવાની જરૂર છે.

ચરમ ઘણુંખરૂં ગળ્યું ખુબ ખાનારાંના પેટમાં હોય છે. રાતે દાંત કચકચાવતાં છોકરાંના પેટમાં ચરમ હોય છે. ખાય

તે બધું સ્વાહા થઇ જાય, પણ શરીર સુધરે નહિ, પેટમાં ગરમી રહે, અને હાથ પગ ઠંડા રહે. ઘણીવાર મોંમોંથી લાળ ચુએ છે. બાળકને આંચકી આવતી હોય તો પહેલા કૃમિની દવા કરી જોવી, ખાધા પછી પેટ ફુલી આવે, ગુદાના છિદ્ર ઉપર બાળકને મીઠી ચળ આવે તો પેટમાં ચરમ હોવાનું ધારવું.

પેટમાં રહેલા કૃમિ આંતરડાંને એવી ચુડ ઘાલીને વળગેલા હોય છે કે ધડ કપાઇ જાય તો ભલે પણ મંકોડાની પેઠે આંતરડાંને છોડે નહિ અને રૂધિરપાન કર્યા કરે, આથી થોડા વખતમાં તો દરદીને પાંડુ થાય છે.

કૃમિની ચિકિત્સા હાલના સમાજને સંતોષ આપે એ શૈલીએ સ્પષ્ટ લખાયલી નથી દૃષ્ટિબિંદુ ફરે એટલે શૈલી ફરે એ સ્પષ્ટ છે.

કૃમિઘ્ન વસ્તુઓમાં આચાર્યોએ વાવડિંગ શ્રેષ્ઠ ગણ્યું છે. પ્રયોગો કરી હમણાં નકકી કર્યું છે કે બધા કૃમિઓમાં એ અસર નથી આપતું ચપટા કૃમિ (Tapeworm) ઉપર એની અસર છે. ચપટા કૃમિ પશુઓના માંસમાં હોય છે, ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં એ વખતે લોકો માંસાહાર કરતા હોવાનું માલમ પડે છે અસ્તુ.

અધોળ વાવડીંગ ઉકાળી બે વખત પીધાં હોય તો ફાયદો કરે એટલી મોટી માત્રા આવશ્યક છે. અને એ રીતે બે ત્રણ દિવસ કરી વિરેચન આપી દેવાથી બધા કૃમિ નીકળી જાય.

કફજકૃમિ માટે કૃમિ કાષ્ડાનલ રસ આપવો. કૃમિકુઠાર રસની બધા કૃમિઓમાં બે થી ચાર ગોળીઓ સવાર સાંજ પાણી સાથે આપવી.

કૃમિમુદ્ગર રસની બે કે ચાર ગોળી મધ સાથે ચાટવી અને ઉપરથી નાગરમોથનો ઉકાળો પીવો. ત્રણ દિવસ સુધી પીવાથી કૃમિ અને કૃમિથી ઉપજનારા ઉપદ્રવો મટી જાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

કૃમિ અને તેનાથી થયેલા પાંડુમાં પિત્તલભસ્મ એકથી બે રતિ હરડે અને પીપર મેળવીને મધ સાથે આપવી. વિડંગાદિલોહ વાપરી શકાશે.

કરમાણી અજમો, કંપિલ્લાદિ યોગ, પલાશ બીજયોગ, દાડિમાદિ કવાથ, વિડંગ સત્વ, કંપિલ્લક સત્વ, જંતુઘ્ન ગુટીકા અને કૃમિઘ્ન મહાકષાય એ કૃમિમાં વાપરવા જેવાં છે પ્રકૃતિ અનુસાર ઠીક લાગે તેનો ઉપયોગ કરવો.

કાળીજીરી, ડીકામારી, લીંબડાનો રસ, એ ઔષધો પણ કૃમિ માટે સારાં છે. કુવચની રૂંવાટી ગોળની ગોળી વચ્ચે મુકો તે ગોળી ગળી જવી. બીજે દિવસે એરંડિયાનો જુલાબ આપવો. બધા કૃમિ બહાર નીકળી આવશે.

## ગ્રંથિ–અપચી–ગલગંડ–ગંડમાલા.

આ બધાં કફમેદબહુલતાના રોગ છે.

એકાદ છુટી છવાયી રસની ગાંઠ થાય તેને ગ્રંથિ કહે છે. એને લોકો રસોળી નામ આપે છે, અંગ્રેજીમાં જેને Cyst કહે છે તે આ હોય. Tuberender glands તે અપચી લાગે છે. અપચીની ગાંઠોમાં ક્ષયનાં જંતુ પુરાયલાં હોવાનું મનાય છે. એ પાકે અને જંતુ ફેલાય તો ક્ષય ફેફસામાં થાય. એ હિસાબે એને શસ્ત્રોપચારથી કાઢી નંખાવવી સારી.

ગળામાં જાણે માળા પહેરી હોય એ રીતે ગાંઠો થાય, પાકે, ફુટે, મટે, નવી થાય અને એમ ચક્ર ચાલ્યા કરે. તે ગંડમાલા. કેટલાક એને Scrofula એવું અંગ્રેજી નામ આપે છે.

ગળામાં અંડકોષની જેમ એક લાંબી ગાંઠ લટકતી હોય એવી લાગે છે. ઘણું ખરૂં પાકવાની એને ટેવ નથી હોતી, એને આપણે ગલગંડ કહીએ. Exopthelmic Goitre સાથે એને સરખાવાય.

સર્ષપાદિ લેપ ચોપડવાથી ગાંઠ વેરાઈ જાય છે. અથવા પાકવા ઉપર હોય તો ફુટી જાય છે. દોષઘ્ન લેપ, શોભાંજનાદિ લેપ, હરીતકયાદિ લેપ, અર્કક્ષીરાદિ લેપ અને ગંધકાદિ લેપ એમાંનો કોઇપણ લેપ કરવાથી કાંતો ગાંઠ વેરાઈ જશે અથવા પાકીને ફુટી જશે. બહુ જુનું ગલગંડ કે ગંડમાલા હોય તો સૂર્યાવર્તાદિ લેપ ચોપડવો. બહુ ભયંકર ગંડમાલામાં ગુંજાદિ તેલનો ઉપયોગ કરવો. આ તેલની માલીસ કરવી. કાંચનારાદિ લેપ પણ સારો.

ખાવા માટે કાંચનાર ગુગળ, કાંચનાર સત્વ અને કાંચનારાદિ કવાથ ઉત્તમ છે.

કાંચનાર ગુગળ ચારથી આઠ ગોળીઓ દિવસમાં બે વખત ખેરના ઉકાળા સાથે અથવા મંજીષ્ઠાદિ કવાથ સાથે લેવી. અશ્વત્થાદિભસ્મ લેપ, અથવા વત્સનાભ લેપ કરવો. ખદિરાસવ પીવો.

ગંડમાલાકંડનરસ એકથી બે વાલ, ચોપચીન્યાદિ ચૂર્ણ બે આનીભાર, લઇને વરૂણમૂળના ઉકાળામાં અથવા અલંબુષાસ્વરસ સાથે પીવાથી ફાયદો થશે.

ત્રિફલા ગુગળ અને ગંડમાલાહર કષાયનું સેવન રાખવું. રૌદ્ર રસ રતિ એક મધમાં મેળવીને નિત્ય ચાટવાથી ફાયદો થશે.

## ગોળો.

ગોળો એ વાયુનો રોગ છે. એના મૂળમાં અજીર્ણ પણ કારણ હોઈ શકે. વાયુ આંતરડાંમાં ગોળાના આકારે ઉપર ચઢે છે. પેટને દબાવીને જોવાથી ખબર પડે છે, અગ્નિમાંદ્ય તો હોય અને અરૂચિ પણ હોય, કબજીઆત તથા આફરો પણ રહે. ચૂંક આવે, ઓડકાર આવે.

આ દરદ છે વાયુનું; એટલે સ્નેહ, ક્ષાર, અનુલોમન, વગેરેથી વશ થાય. લુખ્ખું, ટાઢું, સુકકું, અનુકૂળ ન આવે.

વાતારિ તૈલ આપવાનું કામ પ્રથમ કરવા ચુકવું નહિ. પછી અપામાર્ગ ક્ષાર, અર્ક ક્ષાર, ચિંચા ક્ષાર, વગેરે ક્ષારોથી ગોળો મટે છે. શંખદ્રાવ એ આ રોગમાં સારૂં કામ કરે છે. બેથી પાંચ ટીંપાં અધોળ પાણીમાં નાખી પી જવું.

શંખ ભસ્મ અને શંખ વટી પણ આ રોગની સારી દવા છે. કાંકાયન ગુટીકા બેથી ચાર ગોળી સવાર સાંજ ગરમ પાણીમાં પીવી. વિદ્યાધર રસ એકથી બે ગોળી ગોમૂત્ર સાથે સવાર સાંજ લેવી.

ગુલ્મ કુઠાર રસ, ગુલ્મ કાલાનલ રસ અને ગુલ્મ મદેભસિંહ રસ એમાંના કોઈપણ રસની એક બે ગોળીઓ લેવી. એની સાથે ગુલ્મહર ચૂર્ણ, અગ્નિમુખ ચૂર્ણ, હિંગ્વાદિ ચૂર્ણ, યવક્ષારાદિ ચૂર્ણ લવંગાદિ ચૂર્ણ અને સૌવર્ચલાદિ ચૂર્ણ એમાંનું કોઈપણ ચૂર્ણ યોગ્ય માત્રામાં મેળવી લઈ ગરમ પાણી સાથે પી જવું.

ઘૃતોની બનાવટોમાં ષટ્પલ ઘૃત બહુજ ઉત્તમ છે પલાશ ક્ષાર ઘૃત અને મહાબિન્દુ ઘૃત તથા હિંગ્વાદિ ઘૃત પણ ગુલ્મમાં ઉપયોગી છે.

કેટલોક વખત પિત્તને લીધે ગુલ્મમાં દાહ થાય છે, તે વખતે શુક્તિભસ્મ, શંખભસ્મ, કે ઉપરોક્ત એકાદ રસની સાથે પ્રવાલભસ્મ, અથવા પ્રવાલપંચામૃત, અથવા શતાવર્યાદિ ક્વાથ કે દ્રાક્ષાદિ યોગનો ઉપયોગ કરવો.

ચવિકાસવ, કુમાર્યાસવ, પિપ્પલ્યરિષ્ટ, અને અભયારિષ્ટનો ઉપયોગ કરવાથી ફાયદો થાય છે.

## ઉલટી.

ખોરાકમાં માખી આવી જાય તો ઉલટી થાય એ તો નાનું છોકરૂં પણ સમજે છે. ગર્ભ રહેવાના કારણે અથવા પિત્તથી ઉલટી થઈ શકે છે એ તો ભારતની અણુસમજુ અબળાઓ પણ કહી શકે છે. ઉલટી એટલો સામાન્ય પ્રસંગ છે કે એનાં અજીર્ણ, અકરાંતીયા વેડા જેવાં કારણો તો કહેવાની જરૂર ન હોય પરંતુ તે ઉપરાંત કહેવું પડે કે હોજરીમાં ચાંદાં વગેરે હોય, જ્ઞાનતંતુને લગતું દરદ હોય કાળજાના રોગમાં, ચરમ પેટમાં હોય તો, લાંબી મુદતની દસ્તની કબજીઆતને લીધે, કોલેરા જેવા તથા તાવના વ્યાધિમાં ઉલટી થઈ જાય છે. વસ્તુતઃ ઉલટી એ રોગ નથી ચિન્હ છે

માખી ગળી જવાથી ઉલટી થઈ હોય તો માખીના અધારથી જ તે શમી જાય છે. પિત્તની ઉલટી કડવી અથવા ખાટી થાય અને ગળું બળે એમાં એક સારૂં વમન કરાવવાથી પિત્ત નીકળી જશે અને ઉલટી બંધ થશે. ઘણી જ

ઉલટીઓ થઈ ગઇ હોય તો એક રેચ આપવો એટલે વાયુ ઠેકાણે બેસે—અને ઉલટી થતી અટકે. અજીર્ણથી અગર અકરાંતીઆ થઇને ખાવાથી થતી ઉલટીનું કારણ પેટમાં પડેલો ખોરાક હોઈ એ ખોરાક ઉલટી કરાવીને કાઢી નાંખવો એટલે બસ. કબજીઆત કારણ હોય તો ડુશ આપીને મલ કાઢી નાંખવો. અથવા દવા પેટમાં ટકે તેમ હોય તો સારો રેચ આપવો. રોગોનાં કારણો તપાસીને દૂર કરવાથી રોગજન્ય ઉલટી શમશે.

આંતરડાં ઉપર ચઢી આવે એટલી ઉલટીઓ થઈ ગઇ હોય તો પછી તેના વગર ઢીલે બીજા પણ ઉપચાર કરવા.

હરીતકી ચૂર્ણ બે આની ભાર મધ સાથે બે ત્રણ વાર ચાટવું.

સાકર, મધ અને પીપર મેળવીને ખજૂરની પેશીઓ અથવા દ્રાક્ષ, બોર કે નાળીએર લેવું.

અજીર્ણની ઉલટીમાં સમશર્કર ચૂર્ણ પાણી સાથે લેવું. ચરકોક્ત મનઃશિલાદિ ચૂર્ણ ગમે તેવી ભયંકર ઉલટીને પણ બંધ કરશે.

છર્દિરિપુની બેથી ચાર ગોળી દિવસમાં ત્રણવખત આપવી.

પિપ્પલ્યાદિ લોહ એક વાલ અને એલાદિ ચૂર્ણ ત્રણ વાલ મેળવી દિવસમાં બે વાર અને જરૂર લાગે તો ત્રણ ચાર વખત મધ સાથે આપવાં.

કલિમજ્જા યોગ, ગુડૂચી કષાય, જંબુપલ્લવાદિ કષાય, છર્દિ નિગ્રહણમહાકષાય તથા શુંઠયાદિપાચન આ બધા યોગો ઉલટીમાં વાપરવા જેવા છે.

મનને અણગમતું ખાવાથી કે જોવાથી ઉલટી થાય છે ત્યારે સુગંધિવાળા સુંદર આંખને ગમે તેવા સ્થળે બેસીને મધુર સંગીતનો આનંદ લેવો. સાધારણ ઉલટી તો સોડાવોટર પીવાથી પણ બેસી જાય છે.

આનંદધારાનાં ત્રણચાર ટીપાં પાણીમાં નાખી અધોળેક પાણી પી જવું.

ઇલાયચીનાં ફોતરાંની રાખ અથવા મોરપિચ્છ ભસ્મ વા. ૧ મધમાં ચાટવી.

ગર્ભિણીને થતી ઉલટીનો વિષય સગર્ભા સ્ત્રીઓના પ્રકરણમાં જોવો.

પેટ ઉપર રાઇનું પ્લાસ્ટર મારવાથી સખત ઉલટી બંધ પડે છે.

ઉલટી થતા અગાઉ ઉબકા આવે છે. એવું થતું હોય ત્યારે કપુર કાચલીનો પાણીમાં કરેલો ઘસારો અથવા તેનું ચૂર્ણ એક વાલ જેટલું પાણી સાથે પી જવું. ત્રણ ચાર વાર દિવસમાં આ રીતે કરવું.

ઉલટી બહુ વખત ચાલે તો વાયુ વધી જાય છે. એટલે ઘી, ગોળ, દૂધ એવો પૌષ્ટિક ખોરાક આપવો.

લવંગ ફુલાવી લેવાં અને એ લવંગ થોડાંક-પાંચ સાત ખાઈ જવાં.

બરફના કકડા મ્હોમાં રાખી ચૂસ્યા કરવા.

## તરશ

ચિત્તક્ષોભ, ભય, ક્રોધ, થાક, ઉપવાસથી ખારૂં ખાટું તીખું, ઉનું, લુખ્ખું અને સુકકું અનાજ ખાવાથી, દારૂ

પીવાથી, રોગથી શરીર નરસું પડી જતાં, ઉલટી, ઝાડા ખુબ થઈ જતાં, અને તડકે બહુ રખડવાથી તરશ લાગે છે. તૃષા, તૃષ્ણા પણ એનાંજ નામ છે.

ચંદનાદિલેપ પાણીમાં મેળવીને માથે ચોપડવો. બરફના કકડા થોડી થોડી વારે ચુસવા આપવા. તૃષ્ણાઘ્ની ગુટીકા એકેકી મ્હોંમાં રાખીને રસ ઉતારવો. રસાદી ગુટીકાનો રસ ઉતારવો. ખુબજ તરસ વધી ગઈ હોય તો વટપ્રરોહાદિ ગુટી-કાનો રસ ઉતારવો વધારે ઠીક છે.

પંચામ્લક લેપનો મુખમાં લેપ કરવો, તૃષ્ણાનિગ્રહ મહાકષાય પીવો, મધુકાદિ ફાંટ ચાની પેઠે તૈયાર કરીને પીવાથી તરશ છીપશે.

તૃષ્ણાછર્દિહર રસ બેથી ત્રણ રતિના પ્રમાણમાં ચંદનના પાણી સાથે પી જવો.

આમલકયાદિ ગુટીકાનો રસ મ્હોંમાં ઉતારવો.

લીંબું ચુસવું સોપારીનો કકડો મ્હોંમાં રાખી મમળાવી મમળાવીને થુંક ઉતારવાથી તરસને થોડીઘણી રાહત મળે છે.

મ્હોં સુકાતું હોય તો આંમલીના કાતરા ખાવાથી પાણી છુટે છે.

## દાહ

શરીરમાં પિત્ત અને રક્તને લીધે વધી ગયેલી ગરમી જ્યારે ચામડી ઉપર ફેલાઈ રહે છે ત્યારે દાહ થાય છે દાહ એટલે અગન-બળતરા. તરસ રોકવાથીયે ઘણીવાર દાહ થવા લાગે છે.

દાહનું ઔષધ પિત્તશાંતિ એટલે શીતળ દ્રવ્યો આપવાં.

ક્ષયના રોગમાં દાહ થતો હોય ત્યારે સુવર્ણ અગર રૌપ્યભસ્મ સાકર અને આમળાના મુરબ્બા સાથે આપવી. અગર મૌક્તિકભસ્મ આમળાના ચૂર્ણ સાથે આપવી અથવા ચન્દનાદિ ચૂર્ણ આપવું.

આમળાના મુરબ્બામાંનો રસ થોડો થોડો પીવાથી દાહ શાંત થાય છે.

દાહ પ્રશમન મહાકષાય આયુર્વેદની દાહહર સારી સારી ઔષધીઓમાંથી બનાવવામાં આવે છે એ ઉત્તમ છે.

અંજનાદિ ગણુ અને ઉત્પલાદિ ગણ પણ દાહ નાશ કરવામાં સારાં છે.

ચન્દ્રકલારસ એકથી બે ગોળી અથવા દાહાંતકરસ એક વાલ આમલક્યાદિ ખંડ એકથી બે તોલા સાથે રોજ સવાર સાંજ લેવો.

હ્રીવેરાદિ યોગનું ચૂર્ણ તૈયાર લાવવું અને એનાથી આઠગણું પાણી રેડી એક બાથ ટબમાં ભરવું, અંદર સ્નાન થઈ શકે એટલું પાણી ભરવું. પછી સ્નાન કરવું એ રીતે કરવાથી દાહની શાંતિ થાય છે.

ચન્દ્રાવલેહની બનાવટ બહુ સુંદર છે એક તોલાથી એક અધોળ જેટલો અવલેહ આખા દિવસમાં થઇને ચાટી શકાય. બે ચાર વાર થઇને પુરો કરવો.

શરીરે લાક્ષાદિ તેલ અથવા ચન્દનાદિ તેલ ચોળવું. હાથપગનાં તળીયાં બળતાં હોય તો મેંદી મુકવી અથવા ઘો

લસોટીને બાંધવી. પગનાં તળીયાં ઉપર ઘી અથવા એરંડીયુ તેલ ચોપડી કાંસાના વાસણથી તળાંસવું.

સો વાર પાણીથી ધોયેલું ઘી લગાવવું.

## નાકના રોગો.

અતિશય સ્ત્રી લંપટતા, માથે ખુબ તડકો લાગવો, ધુમાડો, ધુળ વગેરે નાકમાં જવાથી, જુદા જુદા ગામનાં પાણી પીવાથી, શરદી લાગવાથી, ઝાડા, પેશાબની કબજીઆતથી, રાતના ઉજાગરાથી દિવસે જમ્યા બાદ ઉંઘવાથી સળેખમ થઇ આવે છે.

પહેલાં તો માથું ભારે લાગે છે, ઉપરાછાપરી છીંકો આવે છે. બધું શરીર ફાટે છે. અને પછી નાકમાંથી પાણી નીતરવા માંડે છે. પાણી લુવાથી નાક એવું તો આળું થઈ જાય છે કે સહેજ અડી જતાંય ખમાતું નથી. આંખો લાલ થાય છે. તાવ પણ આવે છે. ગળું બળે છે, સાથે ઉધરસ પણ ઘણીવાર હોય છે. અવાજ બેસી ગયેલો હોય છે. રાતના વખતે નાક બંધાઈ જાય છે.

સળેખમ ત્રણ દિવસે પાકી જવાનું કહેવાય છે એટલે ઘણા દવાની દરકાર કરતા નથી. મફલર ગળે વીંટાળી રાખવું, ગરમ પાણી પીવું,અને ઘી, તેલ, વિગેરે ચિકાસવાળા પદાર્થો ખાવા નહિ, બ્રહ્મચર્ય પાળવું, ધુમાડો, ધુળ વગેરેનો ત્યાગ કરી શરદી ન લાગે તે માટે ગરમ કપડાં પહેરવાં, સારો રેચ લઈ લેવાથી સળેખમ ફેરૂ પડે છે. ઉજાગરાથી સળેખમ થયું હોય તો સારી નિદ્રા લેવી. અને દિવસે ઉંઘવાથી થયેલ

સળેખમમાં રાત્રે થોડુ થોડુ વધારે જાગવું. ઉપવાસથી પણ સળેખમ અચુક નરમ પડે છે.

શિયાળામાં પણ જે હમેશ શીતળ જળથી સ્નાન કરવા સાથે લગ્નમાં પણ બ્રહ્મચર્ય પાળવા ટેવાયેલ છે તેને સળેખમ નથી થતું એતો અનુભવ છે. દીવાની સેજે એરંડીયું આંગળી પર લઇ ગરમ કરી સુંઘવાથી અને નાકે ચોપડવાથી ઠીક રહે છે.

આનંદધારા કપાળે ઘસવી અને થોડીક રૂમાલમાં છાંટી રૂમાલ સુંઘવો. દહીંને ગોળ એક કરી સળેખમમાં ખવાય છે.

પ્રતિશ્યાયહર રસ એક વાલ અને કટ્ફલાદિ ચૂર્ણ બે વાલ આદાના રસની સાથે સેવવું.

હુતાશનરસ વા. ૧ અને તાલીસાદિ ચૂર્ણ વા. ૨ મધ સાથે બે વખત લેવું.

જુના સળેખમમાં રાજરસાયન ઉત્તમોત્તમ છે. ગમે તેવું સળેખમ હોય અને કોઈપણ ઔષધથી ન મટતું હોય તો છેવટના આટલુ ઔષધ અજમાવી જોવા ભલામણ કરેલી છે. ત્રણ દિવસના ઉપયોગથી તો ફાયદાની ખબર પડી જાય છે. કોઈ પણ જાતની પરેજી પાળવી નથી પડતી.

નાકનો કોઈપણ પ્રકારનો રોગ હોય પરંતુ મણિપર્પટી રસની એક રતિ માત્રા યોગ્ય અનુપાન સાથે લેવાથી અને ચરી પાળવાથી ફાયદો થાય છે.

નાકમાંથી દુર્ગન્ધ નીકળતી હોય ત્યારે વ્યાઘ્રી તૈલનું નસ્ય આપવાથી ફાયદા થાય છે.

ષડ્‌બિન્દુ તૈલનાં ચારથી છ ટીંપાં નાકમાં નાખવાથી નાકના રોગ મટે છે. નાકદ્વારા લોહી આવતું હોય તો નગોડનું મૂળિયું ચાવવું.

## આંખના રોગ

અકાળે બ્રહ્મચર્ય ભંગથી આંખોનું નુર હરાઈ જાય છે. આજના દાઢી અને મૂછ દરરોજ બોડવાની ફેશનના જમાનામાં આંખોને નુકસાન ઘણું પહોંચે છે. ઘણા ક્લીનશેવ કરાવનારને વહેલા ચશ્મા આવવાનું એ પણ એક કારણ હોય તડકે ઉઘાડે પગે ચાલવાથી અગર રબરના બુટ પહેરવાથી પણ આંખોને નુકસાન છે અને નાકના વાળ તોડવાથી કે કાપવાથી તો આંખોને ઘણુંજ નુકસાન છે.

ઘાસલેટ અને વીજળીના દીવાના આંખને લાગેલા શાપમાંથી ઉગરવું હોય તો ઘીના, તેલના કે એરંડીયાના મન્દ છતાં શીતળ પ્રકાશવાળા દિવાના આશીર્વાદ મેળવવાની જરૂર છે.

આંખની કમજોરીમાં નયનામૃત લોહ બેથી ચાર રતિ ત્રિફલા ઘૃત સાથે સવાર સાંજ આપવો.

આંખે ઝાંખ રહેતી હોય તો મોતીનો સુરમો તે દૂર કરીને આંખોનું તેજ વધારે છે. કાળો સુરમો પણ આંજી શકાય.

મુક્તાદિ મહાંજન આંખના કોઈ પણ રોગમાં આંજી શકાય એવું નિર્દોષ અને ગુણદાયી છે.

ફુલુ, છારી, ઝાંખ વળતી હોય, તો સમુદ્રફેનનું બારીક ચૂર્ણ મધમાં મેળવી આંજવાથી ફુલુ વગેરે કપાઈ જાય છે.

આંખોમાં ફુલુ પડયું હોય, પડગ વળતાં હોય, રતાંધળાપણું હોય તો ચન્દ્રોદયાવર્તિ સાફ તાંબાના વાસણ ઉપર પાણીમાં ઘસી રાતના આંખમાં આંજવું. શૃંગભસ્મ મધ સાથે કાલવીને આંજવાથી પણ ફુલું અને છારી મટે છે.

અને નાગાર્જુનવર્તિ તો ઉપરોક્ત આંખના રોગ ઉપરાંત શરૂઆતના મોતીયામાં પણ હિતકારક છે. નયનશાણુાંજન પણ મધમાં મેળવીને સવારે તથા રાત્રે આંજી શકાય.

આંખની છારીમાં એકલું મધ પણ આંજી શકાય.

ખીલ પડયા હોય તો સાકર અને ફટકડી બારીક લસોટીને આંજે છે.

રસવંતી અને મધનું એકત્ર કરી રાખેલું મિશ્રણ નેત્રાભિષ્યન્દ–આંખો આવવી ખીલ, છારી વગેરેમાં વાપરી શકાય.

તિમિરનાશિનીવર્તિ તિમિરનો નાશ કરે છે.

રાત્રે પલાળી રાખેલ ત્રિફળાનું નીતર્યું પાણી લેઈ આંખે છાલકો મારવાથી આંખો દુ:ખતી મટે છે. અને સારી આંખો હોય તેને તેજ વધે છે.

જસતભસ્મ અકેક રતિ અને ધાત્રીલોહ ત્રણ રતિ સવાર સાંજ મધમાં ચાટવી આંખો માટે સારી છે.

સૂર્યપ્રભાવર્તિ આંજવાથી ઝાંખ વગેરે દૂર થઇ આંખનું તેજ સૂર્યની પ્રભા જેવું વધે છે.

આંખોમાં ચળ આવતી હોય, પાણી વહેતું હોય, વેલ વધતી હોય. ફુલુ, તિમિર જેવા રોગ હોય તો શશીકલાવર્તિ ઘસીને આંજવાથી ફાયદો થાય છે.

કોઈ પણ પ્રકારની નેત્રપીડામાં શિગ્રુપત્ર યોગ કરવા જેવો છે. તત્કાલ પીડા મટશે.

શિગ્રુપત્રયોગ–સરગવાનાં પાંદડાંનો રસ કાઢવો. એમાં સમાન ભાગે મધ મેળવવું, અને પછી આંખમાં નાંખવું. રક્તજ નેત્રાભિષ્યન્દમાં શ્રીપર્ણ્યાદિ અંજન આંજવું.

પરમિયાનો ચેપ લાગવાથી આંખો આવી હોય (Gonococal conjunctivitis) તો પણ શ્રીપર્ણ્યાદિ અંજન આંજવું.

શૃંગવેરાદ્યનસ્ય આપવાથી પડળ ખુલી જાય છે.

આંખોમાંથી નિરંતર પાણી નીકળ્યે જતું હોય તો સમુદ્રફળ પાણીમાં ઘસીને આંજવું.

## કમળો–પાંડુરોગ. (Anaemia)

લોહીનું પ્રમાણ અથવા બંધારણ ઘટી જવાથી પાંડુ થાય છે. શરીરમાંથી કોઈપણ કારણસર લોહી બહુ વહી જાય ઘા લાંબા વખતથી રૂઝાતો ન હોય, સંગ્રહણી, ક્ષય, તાવ, હૃદ્રોગ વગેરે રોગોને અંગે પાંડુ થઈ જાય છે. ગર્ભિણી સ્ત્રીઓને પણ પાંડુ થઈ જાય છે. માટી ખાવાથી નાનાં છોકરાંને પાંડુ થાય છે. ચરમ પડ્યા હોય તોપણ પાંડુ થાય છે. સોમલ, પારો, સીસું વગેરે મોટી માત્રામાં શરીરમાં જવાથી ઝેરી અસર થવાને લીધે પાંડુરોગ થાય છે.

શરીર બધું ધોળી પુણી જેવું થઇ જાય છે. આંખો ધોળી કોડી જેવી દેખાય છે. લોહી ઘટી ગયેલું હોઈ નસો બધી ઉપર તરી આવે છે. નખની અને ઓષ્ઠની લાલી ક્યાંય ઉડી ગઈ હોય છે, કાનમાં અવાજ થયા કરે છે, નાડી મંદ ગતિએ ચાલે છે. ભૂખ મરી જાય છે. અશક્તિ આવે છે અને ચાલતાં ચાલતાં હાંફી જાય છે. રોગ આગળ વધતાં પેટમાં પાણી પણ ભરાય છે. અને શરીરે સોજા આવી જાય છે.

પાંડુરોગી પિત્તવર્ધક પદાર્થોનું સેવન કર્યા કરે તો પિત્ત વધી જઈ લોહી સાથે ફરવા લાગે છે. ચામડી, આંખ, મૂત્ર બધું હળદરીયું પીળું થઈ જાય છે. એનો અપાનવાયુ ગંધાય છે. આખે શરીરે ચળ આવે છે. કબજીઆત અને અશક્તિ પણ ખરાંજ.

કમળાના રોગીને કબજીઆતનાશક પિત્તસારક વસ્તુઓ આપવી. ઘી ન ખાવું. સાકર નહિ ખાવી, દારૂ મુકી દેવો, કાચાં ફળ પણ ન ખાવાં. રસપુષ્પ આપવાથી પિત્ત બધું ઝાડાવાટે નીકળી જઇને કમળો મટે છે.

પાંડુ માટે તામ્ર, સોમલ, ઝેરકોચલાં, સુવર્ણમાક્ષિક, મંડૂર, લોહ વગેરે જેમાં આવતાં હોય તેવી બનાવટોનો ઉપયોગ કરવો.

સ્વયમગ્નિરસ એક વાલ અને નવાયસચૂર્ણ બે વાલ સવારસાંજ મધમાં આપવું.

પિત્તલભસ્મ એકથી બે રતિ, પીપર એક વાલ અને હરીતકીચૂર્ણ એક વાલ સવારસાંજ મધ સાથે આપવાં. કૃમિ જન્ય પાંડુ ઉપર સારૂ કામ આપે છે.

માટી ખાવાથી થયેલ પાંડુમાં મૃત્તિકાવિરેચન અથવા શુદ્ધ બોદારચૂર્ણ અને હરીતકીચૂર્ણ આપવું પછી શુદ્ધ સુવર્ણ ગૈરિકનું સેવન કરાવવું. અથવા સુવર્ણમાક્ષિકભસ્મ, મંડુર-ભસ્મ મધ સાથે આપવી.

રોગનું જે મૂળ કારણ લાગે તેની ચિકિત્સા કરવી. પુનર્નવામંડૂર, લોહગુગ્ગુલ, લોહપર્પટી, પાંડુગજકેશરી રસ કે પાંડુનાશન રસનું લાંબો વખત સેવન કરવું.

કૃમિજન્ય પાંડુમાં વિડંગાદિલોહનું સેવન કરવું.

રોહિતકાસવ પાંડુ માટે સારો છે એનીજ માફક લોહાસવ, પિપ્પલ્યરિષ્ટ અને પુનર્નવાસવનો ઉપયોગ કરી શકાય.

અભયાદિ મોદક, નવાયસ લોહ સાથે સવારસાંજ લઇને રાતના વખતે અભયારિષ્ટ અથવા ઉશીરાસવ પીવો.

તામ્રભસ્મ રતિ એક, પીપર વાલ એક, મધ સાથે ચાટી જવી. હમેશ બે વખત દવા લેવી. સારા વૈદ્યની સલાહથી સોમલનાં ફુલ એક ચોખાપુર નીચેના પ્રયોગમાં મેળવી લેવાથી બહુ ઝડપી ફાયદો થશે. કાંતલોહભસ્મ બે રતિ અને સુવર્ણ-માક્ષિકભસ્મ બે રતિ નવાયસચૂર્ણ બે વાલ મધ સાથે આપવું.

અગ્નિતુંડી વટી જમ્યા પછી બેથી ચાર ગોળી હમેશ પાણી સાથે આપવી અને જમ્યા પહેલાં સવાર સાંજ મંડૂર ભસ્મ એકેક વાલ અને પીપર સરખે ભાગે લઈ મધ સાથે સેવન રાખવું.

## પ્રમેહ

સહજ અને અપથ્ય નિમિત્ત એમ પ્રમેહના બે ભાગ છે. સહજ પ્રમેહનો દરદી પાતળો, રૂક્ષ, થોડુંજ ખાનારો, તૃષાતુર અને બહુ ફરવાવાળો હોય છે. અપથ્યનિમિત્તે થયેલ પ્રમેહવાળો માણસ જાડો, ખુબ ખાનારો, સ્નિગ્ધ, મોટે ભાગે સુવા અને બેસી રહેવાની ટેવવાળો, ઉંઘણસી હોય છે.

અહીં બહુમૂત્રતા, શુક્રમેહ, મધુમેહ અને ઔપસર્ગિક મેહનો વિચાર કરીશું

## બહુમૂત્રતા

માણસને પેશાબની હાજત વારંવાર થયા કરે અને પુષ્કળ પ્રમાણમાં પેશાબ આવે, રંગે પેશાબ ધોળો થાય એ બહુમૂત્રતાનું લક્ષણ છે.

## શુક્રમેહ ( Spermatorrbea )

રાત્રે સ્વપ્ન આવે. સ્વપ્નામાં સ્રીસંસર્ગ થાય અથવા ન પણ થાય અને વીર્યસ્રાવ થઈ જાય. એ શુક્રમેહ. મહિને એકાદ વાર આ રીતનાં વીર્યસ્રાવને ચિકિત્સા કરવા જેટલો ભયંકર વ્યાધિ ગણવામાં આવતો નથી. પણ મ્હારી માન્યતા મુજબ તો એ મોટી ભૂલ છે. શુક્રમેહ અપવિત્ર વિચારોને આભારી છે. જ્યાં સુધી મન પવિત્ર વિચાર કરતું નથી થયું ત્યાં સુધી તો તે અપવિત્રતામાંજ વધવાનું. મહિને તો શું વર્ષે પણ એક વાર વીર્ય સ્ખલિત થાય તો માનસિક પવિત્રતા અને વિધુરાવસ્થા નહિ પણ બ્રહ્મચર્ય પાળવાનું શરૂ કરી ઉપચાર આદરવા. પરાણે બ્રહ્મચર્ય પાળવું પડે તેથી બ્રહ્મચર્યના સંપૂર્ણ ફાયદા નથી મળતા એટલે એ છતી બૈરીએ વિધુરતાજ કહેવાય.

## મધુમેહ

આ રોગને અંગ્રેજીમાં Diabites કહે છે. મીઠો પરમીઓ અથવા મીઠા પેશાબનું દરદ એ નામે ગુજરાતીમાં તે ઓળખાય છે.

આ રોગનું મુખ્ય લક્ષણ પેશાબમાં સાકરનું જવું તે. પેશાબ પુષ્કળ થાય છે. સફેદ હોય છે. ગળ્યો હોય છે તે વાત તેના ઉપર કીડીઓ ચઢે છે તે ઉપરથી જાણી શકાય

છે. દિવસે દિવસે વજન ઘટતું જાય અને શરીરનું માંસ શિથિલ બની જાય છે. વાગે તો જલદી રૂઝ આવતી નથી. તરસ બહુ લાગે. ઝાડો કબજ રહે. આખો દિવસ સુઈ રહેવાનું જ મન થાય. જીભ લાલ ચોકખી રહે. તેજ ઉડી જાય છે. સ્વભાવ ફરી જાય, પુરૂષત્વ ઓછું થતું જાય, જ્ઞાનેન્દ્રિયો પોતાનું કામ કરવામાં મંદ બની જાય છે.

બહુમૂત્રતામાં બહુમૂત્રાંતક રસની એકેક ગોળી ત્રણ વખત આપવી. ૧ થી ૨ ગોળી સવાર સાંજ બૃહત્ બંગેશ્વર રસ, બબ્બે રતિ બૃહત્ સોમનાથ રસ, એકથી બે ગોળી દિવસમાં ત્રણવાર મેહમુદ્ગર રસ, બબ્બે ગોળી લોહ રસાયણ અને ૧ થી ૨ ગોળી તારકેશ્વર રસ, આ દવાઓમાંની કોઈપણ એક અથવા વધારેનું મિશ્રણ ખાસ ઉપયોગ યોગ્ય છે.

શુક્રમેહમાં ચન્દ્રપ્રભા ગુટીકા ૧ થી બે ગોળી, બંગ ભસ્મ યોગ ૧ થી બે રતિ જાયફળ સાથે, સુવર્ણબંગ ૧ થી બે રતિ યશદભસ્મ એકેક રતિ નાગભસ્મ એકેક રતિ, વસંતકુસુમાકર રસ, એકેક ગોળી ચ્યવનપ્રાશ સાથે, કંકોલ ચૂર્ણ વગેરે ઔષધો યોગ્ય અનુપાન સાથે વાપરવાં. બહુમૂત્રતામાં આપવાનાં ઔષધ પણ આમાં વાપરી શકાય.

મધુમેહમાં બહુમૂત્રતા માટે વપરાતાં ઔષધો ઉપરાન્ત કાંચનાભ્રક, ચન્દ્રકલા રસ. તારકેશ્વર રસ, વસંતકુસુમાકર રસ, અહિફેનાદિ ગુટીકા, ખદિરાદિ કષાય, ઇન્દ્રવટી, મસ્કમૃગાંક રસ, યોગ્ય અનુપાનથી આપવા.

તેલ, મરચું, ખટાઈ, દારૂ વગેરે નહિ લેવું. બ્રહ્મચર્ય નિતાન્ત આવશ્યક છે.

## ઔપસર્ગિક મેહ

અંગ્રેજીમાં 'ગોનોરીયા' કહે છે. ગુજરાતીઓ એને પરમિયો કહે છે પણ સંસ્કૃતમાં ગણાવેલા પ્રમેહની સાથે એને ઐક્ય નથી.

પર દારા ગમન અને પર પુરૂષ સંસર્ગ એ નીતિની શિથિલતા આ રોગ ઉત્પન્ન કરે છે. મૈથુન થયા બાદ મૂત્ર નળીમાં અમુક વખતે સોજો આવે છે બળે છે અને પરૂ વહે છે. જતે દિવસે ચેપ ઉપર ચઢતો જાય છે. અને મૂત્રાશયમાં પણ પહોંચી જાય છે, એની નિશાનિ એ કે પેશાબ પહેલો અને પરૂ પછી આવે. થોડાક મહિના પછી એકે એકે સંધિવાની પેઠે સાંધા જકડાય છે. સ્ત્રી વંધ્યા થઈ જાય છે.

મૂત્રલ દવાઓ આપવી. સારા ડોકટર પાસે પીચકારીથી પીડા ઓછી હોય ત્યારે મૂત્રમાર્ગ ધોવરાવવો.

ટંકણામ્લ, સૌરાષ્ટ્રી, સોરકામ્લીય રજતદ્રવ, મોરથુથુ વગેરેમાંથી એકનું પાણી બનાવી પીચકારી મારવી. એ વખતે દરદીને પેશાબ કરવા કહેવું. ઉપર ચેપ ન જાય તે ધ્યાન રાખવું.

સુખડના તેલનાં પાંચ પાંચ ટીંપાં પતાસા ઉપર નાખી પતાસું ખાઈ જવું. રસાયન ચૂર્ણ (ગળો, ગોખરૂ અને આંબળાં) રોજ બે ત્રણ વખત લેવું. ચણકબાબ આ રોગમાં બળતરા ઉપર ઠીક ઠીક રાહત આપે છે. જવખાર અને નવસાર પણ યોગ્ય માત્રામાં રસાયન ચૂર્ણ સાથે ઉમેરીને લઈ શકાય.

ચન્દ્રપ્રભા ગુટીકા, રૌપ્યભસ્મ, કુશાવલેહ, શુદ્ધ શિલાજીત, ચંદનાસવ, પુનર્નવાસવ વગેરે વાપરી શકાય.

## બાલરોગ

મોટા માણસોને થાય છે તે રોગો ઘણાખરા બાળકોને થઇ શકે છે. અહિપૂતના, કુકૂણુક, પારૂઘલો–ગળું પડવું: જેવા જુદા રોગો પણ થાય છે.

છોકરૂં મલમૂત્રનો ત્યાગ કરે અને મા: બરાબર સાફ ન રાખે તો તે ભાગપર પરસેવો વળે, ત્યાં ચળ આવે, ફોલ્લા થાય ફુટે અને ચાંદુ પડે છે. કેમે કર્યું એ પાછું રૂઝાતું નથી એને અહિપૂતના કહે છે. તેમાં નીચે પ્રમાણે કરવું:–

છોકરૂં જેને ધાવતું હોય તેનું દૂધ તપાસવું અને સારૂ કરવું. પરવળનાં પાન, ત્રિફળા અને રસવંતીમાં ઘી પકાવીને છોકરાને પાવું. ત્રિફળા, બોર અને ખેરનો ઉકાળો ચાંદાને રૂઝવી નાખે છે. બોરડીની છાલ ને સિંધાલૂણ લસોટીને લુગદી લગાવવી. ચાંદુ બહુ ભીનું રહેતું હોય અને જલદી રૂઝ ન આવતી હોય તો શુદ્ધ શંખચૂર્ણ અને નિર્મલતુત્થ ચૂર્ણ ભભરાવવું.

## કુકૂણુક

માનું દૂધ બગડે છે ને કુકૂણુક થાય છે. છોકરાને આંખે એવી ચળ આવે છે કે નાક સુદ્ધાં ચોળી નાખે છે. અને આંખો ઉઘાડીને જોઇ શકતું નથી.

ધાવણ સુધારવું, રસવંતી અને મધનું મિશ્રણ કરી આંખમાં ટીંપાં પાડવાં અથવા નેત્રબિન્દુનાં ટીંપાં નાંખવાં.

## પારૂઘલો

સંસ્કૃતમાં આને પારિગર્ભિક કહે છે. બાળક ધાવણું હોય ને માને ગર્ભ રહે તો આ રોગ બાળકને લાગુ પડે.

ઘણીવાર ન ધાવે તો પણ થાય છે. ઉધરસ, અગ્નિમાંદ્ય, ધાવેલું ઓકી કાઢવું, ઝબકીને જાગી ઉઠવું, વગેરે થાય છે હાથ પગ દોરડી અને પેટ ગાગરડી યાય છે.

ગોદન્તી અને શુદ્ધગંધક સરખા ભાગે મેળવી મધમાં ચટાડવું. માલતીચૂર્ણ આપવું સારૂં છે.

## ગળુ પડવું

તાળવાના માંસમાં રહેલો કફ કોપે છે ને માથામાં તાળવાના ભાગમાં ખાડા પડે છે. છોકરૂં પછી રોયા કરે છે. ધાવવું ગમતું નથી, પાતળા ઝાડા થાય છે. ગરદન સ્થિર રહેતી નથી, તરસ્યું થાય છે. આંખ, ગળું ને મ્હોમાં પીડા થાય છે.

છોકરાંને ગળું પડે ત્યારે ડાસીઓ પાસે ગળું કરાવવાનો રિવાજ છે. તાળવામાં વડનું દૂધ ભરી ઉપર સિન્દૂર ભરે છે. અથવા ખરસાંઠીનું દૂધ ચોપડી ઈંટનો ભૂકો ભભરાવે છે. પથ્યાદિચૂર્ણ તેલ ને મધ મેળવી ચટાડવું.

## દાંત આવવા.

બચ્ચાંને દાંત આવે છે ત્યારે પેઢાંમાં પીડા થાય છે તાવ આવે છે અને ઝાડા થાય છે આ વખતે પેઢાં ઉપર દંતોદ્ભેદગદાંતકરસ દૂધમાં ઘસીને ચોપડવો. આમ કરવાથી દાંત જલદી આવે છે અને પીડા નથી થતી. સવારે અને સાંજે મોતીભસ્મ ૦ાા રતિ માખણ સાથે અથવા મધમાં આપવી.

માટી ખાધાથી પેટમાં વિકાર થયો હોય તો તે બાળકને મૃત્તિકા વિરેચન એકથી ચાર આનીભાર આપવું, અને પાઠાદિઘૃતનું સેવન કરાવવું.

બાળકોને તાવ આવતો હોય ત્યારે બાલરસ એકથી બે રતિ મધ સાથે આપવો સન્નિપાત જ્વર અને ખાંસી બેઉમાં ફાયદો કરે છે.

બાલાર્ક રસની એક એક ગોળી આદાના રસમાં આપવાથી એકજ દિવસમાં તાવ ઉતરી જાય છે.

ખાંસી અને તાવ હોય તો કાકડાસીંગી વાપરવી.

બચ્ચાંને ઝાડા થયા હોય કે સંગ્રહણી લાગે તો મહાગંધક રસ એકથી બે રતિ મધ સાથે આપવો. અથવા શંભુનાથરસની બબે ગોળી સવાર સાંજ આપવી.

છોકરૂં પાતળું રહેતું હોય અને લોહી ન ચઢતું હોય તો માલતી ચૂર્ણ એકથી ત્રણ રતિ સવાર સાંજ મધ સાથે આપવું. જીર્ણ તાવ અને ખાંસી પણ મટે છે.

ખાંસીમાં યવક્ષારાદિ ચૂર્ણ (એકથી બે વાલ મધ કે ઘી સાથે) માણિક્ય રસાદિ ગુટિકા (એકથી બે ગોળી દિવસમાં ત્રણ વાર પાનના રસની સાથે) 'ગ્યાદિ ચૂર્ણ (એકથી બે વાલ મધ કે પાણી સાથે) આપવાં. પ્રાય: બાળકોના સર્વ રોગોમાં અતિવિષ સારૂં કામ કરે છે (નાના બાળકને થોડો ઘસારો પાવો. અથવા એકથી ત્રણ રતિ એનું ચૂર્ણ આપવું). તાવ અને કબજીઆતમાં ભરજીતભસ્મ એકથી બે રતિ મધ સાથે સવાર સાંજ આપવું.

ઉલટી, ખાંસી, અરૂચિમાં એલાદિ ચૂર્ણ આપવું.

તાવ, શ્વાસ, કમળો વગેરે હોય તો કુમારકલ્યાણ રસની ાથી અડધી ગોળી દૂધ સાથે સવાર સાંજ આપવી.

અતિવિષની માફક અરવિંદાસવ પણ દરેક રોગમાં બાળકોને ઉપયોગી છે. ૦થી અડધો તોલો દિવસમાં બે વખત પાણી સાથે આપવો.

બચ્ચાંને કાળજાનો રોગ હોય તો બાલયકૃતારિલોહ યોગ્ય માત્રામાં ઉમ્મર જોઇને આપવો.

## ભગંદર.

ભગંદરનો રોગ બહુજ ખરાબ છે. ગુદા અને એની આસપાસનો ભાગ ખવાઇ જાય છે. પહેલી તો એક ફોલ્લી થાય છે. એ ફોલ્લી ગુદાથી એક બે આંગળને અંતરે ઉંડા મૂળવાળી થાય છે. વેદના સાથે તાવ પણ રહે છે અંદરનું પરૂ માંસને અંદરથી કોચે છે. ભરનીગળ થાય છે. અંદર પરૂ જુદા જુદા રસ્તા કરે છે. કંઇ વાગવા કરવાથી પણ ભગંદર થાય છે.

ભગંદર આખરે તો શસ્ત્રચિકિત્સાનો વિષય છે. ફોલ્લી કાચી હોય ત્યાં સુધીમાં લંઘન, વિરેચન વગેરે અપતર્પણ પ્રયોગો કરાવીને વેરાઇ જાય એ માટે પ્રયત્ન કરવા. જો પાકે તો તરત ઓપરેશન કરાવી નાખવું. વિકાર સુધારવા નીચેની દવાઓ વાપરવી.

ભગંદરારિ રસ ત્રણ ત્રણ રતિ મધ સાથે સેવન કરવો. ત્રિફલાદિ ગુગલ ઉમ્મર પ્રમાણે ચારથી આઠ ગોળીઓ સવાર સાંજ આપવી. નવકાર્ષિક ગુગલનું સેવન પણ ભગંદર મટાડનાર છે. તામ્ર ભસ્મ એક રતિ ઘી મધમાં ચાટવાનો પ્રયોગ કરવો.નારાયણ રસ ભગંદર મટતાં સુધી ચાલુ રાખવો.પુનર્નવાસવ પીવા અપાય. જ્યોતિષ્મત્યાદિ લેપ, કરવીરાદિ લેપ, ચિત્રકાદિ

તેલ, કન્યાદિ લેપ વગેરે ભગંદરમાં શીઘ્ર રૂઝ લાવે છે. દવા ખાતાંયે ન મટે તો શસ્ત્રોપચાર કરાવવો જોઇએ.

## ભગ્ન રોગ.

પડી જવાથી, મસલની જોરદાર ખેંચતાણુથી અથવા રોગથી હાડકાં ભાંગી જાય છે. હાડકું ભાંગી જાય છે ત્યારે ભાગીને છુટો પડી ગયેલો છેડો શરીર સાથે જાણે કંઈજ લાગતું વળગતું ન હોય એ રીતે હાલે છે. ઇચ્છા મુજબ હલાવી શકાતો નથી. જ્યાંથી હાડકું ભાંગ્યું હોય ત્યાં સોજો ચડી જાય છે. અવયવ પોતાનું કામ કરી શકતો નથી. હાડકું ઉતરી ગયું હોય તેને પણ ભગ્નના ભેગુંજ ગણી લીધેલું છે.

જો હાડકું ઉતરી ગયું હોય તો ચઢાવી દેવું અને ભાગી ગયું હોય તો બરોબર બેસાડી દઈ હાલે ચાલે નહિ એ રીતે પાટો બાંધવો. અને યોગ્ય વખતે અવયવની હિલચાલ કરાવતા રહેવું.

અસ્થિ સંધાનક લેપ મચકોડ અથવા ઉતરી ગયા ઉપર હાડકું તેના સ્થાને બેસાડયા પછી લગાવવામાં આવે છે.

ત્રયોદશાંગ ગુગળ અને અર્જુનસત્વ અસ્થિભંગ ઉપર વપરાય છે.

આભાદિ ચૂર્ણ ત્રણુજ દિવસ અસ્થિભંગ ઉપર વાપરવાથી ફાયદો થાય છે એવો ઉલ્લેખ છે. પછી આભાદિ ગુગળનું સેવન રાખવું.

કેડ, સાંધાનાં હાડકાં અને બીજાં હાડકાં ભાંગ્યા ઉપર પણ ઘઉંની ધાણીનો સાથવો મધમાં મેળવીને પી જવો.

દૂધમાં લાખ નાખીને પીયે તો અસ્થિભંગ મટે છે.

રસોનાદિ કલ્ક હંમેશ વાપરવો સારો છે.

લાક્ષા ગુગળ હંમેશ ખાવાથી ભાગી ગયેલું હાડકું, ઉતરી ગયેલું હાડકું અથવા હાડકામાં થતી પીડા બંધ થઈને, હાડકું મજબુત બને છે. હાડકું સંધાઈ ગયા પછી પણ એક વર્ષ સુધી તો એ અવયવને વ્યાયામાદિક કરીને શ્રમ નહિ આપવો. બ્રહ્મચર્ય પાળવું, વગેરે ધ્યાનમાં રાખવું.*

## મસૂરિકા

ઓરી, અછબડા, શીતળા વગેરે મસૂરિકામાંજ નિદાનકારે મુકયાં છે. લોકો એને માતા પધાર્યાં કહે છે. માતા પધારે એટલે દવા ન થાય એવું માને છે. અને ખરૂં કહિયે તો દવા કરતાં સારવારની ખરી જરૂર છે, ઓછાયો ન લાગી જાય એ માટે બહુ કાળજી રાખવામાં આવે છે. આ વર્ગના રોગોના ચેપીપણાના દૃષ્ટિબિંદુએ જોતાં એ વસ્તુ પાળવી ઘટે. હવે તો માતા ખોતરવામાં આવે છે. જેમણે માતા ખોતરાવ્યાં હોય તેમને નથી નીકળતાં અને નીકળે તો આછાં નીકળે છે. એવી માન્યતા સાથે જ્યારે આ રોગ ફાટી નીકળે ત્યારે માતા ખોતરાવે છે એમાં ફાયદો છે એમ કહે છે પણ ગેરફાયદા પણ બહુ છે. કેટલીક વખતે તો દાણા એવા સખત નીકળે છે કે ચાઠાં રહી જાય, માતામાં તો ઘણાંની આંખો ગયેલી છે, ફુલાં પડે છે. ન્યુમોનિયા થતાં મરી પણ જાય છે. કાને બહેરો થઈ જાય છે.

---

* તા. ક.—આ દવાઓ હાડકાને યોગ્ય હાડવૈદ્ય અગર ડાકટર પાસે પોતાની જગ્યાએ બેસડાવીને પછી વાપરવી.

માતામાં દવા લેવાય નહિ એ માન્યતાનો ગેરઉપયોગ થાય છે. ભારે માતા હોય ત્યારે વધુ પડતું નુકસાન ન થાય તેની કાળજી તો રાખવીજ જોઇએ. મસૂરિકામાં અમૃતાદિ ક્વાથ આપવો.

ઇન્દુકલાવટી એકેક ગોળી મસૂરિકામાં ઉપયોગી છે, કફજ મસૂરિકા(શીતળા)માં અરડુશીનો રસ પાવો, એના ઉપર ખદિરાદિ લેપ હિતકારક છે.

સર્વતોભદ્ર રસ ગળોના રસ સાથે અગર તો બીજા ઘટતા અનુપાન સાથે પાવાથી મસૂરિકાની શાંતિ થાય છે. અશ્વગંધાદિ લેપથી મસૂરિકાગ્રસ્ત રોગી સુરક્ષિત રહે છે. મસૂરિકાનો નાશ કરવો હોય તો ઉશીરાદિ લેપ કરવો. અથવા વછનાગ નાખ્યા વગરનો ઉગ્રગંધાદિનો ધૂપ કરવો.

મસૂરિકા નીકળીને અંદર ઉતરી ગઈ હોય તો સુવર્ણમાક્ષિકભસ્મ કાંચનારના ઉકાળા સાથે આપવાથી તે બહાર નીકળી આવે છે. મસૂરિકા પાકતી હોય તે વખતે ગુડુચ્યાદિ ક્વાથમાં એક રૂપિયાભાર ગોળ મેળવીને પીવો. આના સેવનથી મસૂરિકા એકદમ પાકી જાય છે અને વાયુ પ્રકોપ થવા પામતો નથી.

લીમડાની અંતર છાલનું ચૂર્ણ આ રોગચાળામાં બાળકને પાવાથી શીતળાનો ભય રહેતો નથી.

## મસ્તિષ્ક-મગજના રોગો

ગાંડપણ, વાઇ, હિસ્ટીરિયા, બુદ્ધિમાંદ્ય, ચિત્તચાંચલ્ય, ભ્રમ, શૂન્ય મનસ્કતા વગેરે મગજના રોગજ ગણાય.

સામાન્ય રીતે શીત વીર્યવાળી અથવા ક્વચિત્ ઉષ્ણ વીર્યવાળી પૌષ્ટિક, રસાયન ગુણયુક્ત દવાઓનો ઉપયોગ આવે વખતે કરવાથી ફાયદો થાય છે.

મલ્લસિન્દૂર, અકીકભસ્મ, મુક્તાભસ્મ, સુવર્ણભસ્મ, રૌપ્યભસ્મ અને મુક્તા પંચામૃત મગજના રોગોમાં સારી દવાઓ છે. એમાંની કોઇપણ એક અથવા વધુ વસ્તુઓ લેતી વખતે સરસ્વતીચૂર્ણ અથવા ગુડુચ્યાદિચૂર્ણ મેળવવું.

બ્રાહ્મીતેલ, આંબળાંનું તેલ માથામાં નાખવાથી મસ્તિષ્કમાં ઠંડક રહે છે. જ્યોતિષ્મતી તેલનો ઉપયોગ બુદ્ધિ વધારવામાં પ્રશસ્ત છે. 'मेध्याविशेषेणतुशंखपुष्पी' એ વાક્યથી શંખપુષ્પીનો મેધાવર્ધક ગુણ તો વિશેષ છે જ, હમેશ એનું ચૂર્ણ બબે આનીભાર સવાર સાંજ દૂધ સાથે લેવું અથવા તાજી મળે તો ફુલ સહિત એના છોડનો કલ્ક (લુંદો) બનાવી ચાર પાંચ કાળાં મરી મેળવીને રૂપિયાભાર જેટલો દૂધ સાથે લેવો. બ્રાહ્મી, શતાવરી અને વરધારાનું સેવન પણ મગજને સારૂં કરનાર છે.

મગજ માટે તો ઘોડાવજનો પ્રયોગ પણ ધ્યાન ખેંચે એવો છે: બબે વાલ જેટલું ચૂર્ણ દૂધ સાથે લેવું અને ઉલટી ન થઈ જાય એ રીતે એનું પ્રમાણ વધારવું.

## મુખરોગ

ઓઠ, દાંત, જીભ, તાલુ, કંઠ એ બધે સ્થળે થનારા રોગ મુખરોગ ગણાય છે. ઓઠ ફાટવા, દાંત દુખવા, હાલવા, કીડા પડવા, પરૂ આવવું, પતરીઓ દાંત પરથી ઉખડવી, દાંતનાં પેઢુમાંથી લોહી આવવું, જીભ ફાટી જવી, જીભ આપવી, ગળું આવવું,

કાકડા વધવા, ચોરીયા ભરાવા વગેરે અનેક રોગો મુખમાં થઈ શકે છે. કબજીઆત, અજીર્ણ, અપચો, અગ્નિમાંદ્ય વગેરે કારણોથી મ્હોઢાને અસર થાય છે.

પારો વગેરે વસ્તુઓ મોટી માત્રામાં વપરાવાથી મુખ પાક, દાંતમાંથી લોહી આવવું વગેરે થઈ આવે છે. તેવાં કારણ હોય તો દૂર કરવાં.

જીભ ફાટી ગઈ હોય તો કાંચનાર કવાથના કોગળા મ્હોંમાં રાખવા.

ઓઠ ફાટી ગયા હોય તો ઓષ્ઠસ્ફુટનનાશક લેપ ચોપડવો. ઓઠમાં પીડા થતી હોય, કરકરા થઇ ગયા હોય ને લોહી કે પરૂ નીકળતું હોય તો હાલાદિ લેપ લગાડવો. ઓઠ ઉપર દૂધ ચોપડવું.

દાંત ખરાબ—દુબળા હોય તો ખદિરાદિ યોગના કોગળા કરવા. દાંત મજબુત બનાવવા વાસ્તે સહકારવટી મ્હોંમાં રાખવી કંઠ, ઓઠ, જીભ અને તાળવાના રોગમાં પણ એ વટી ઉપયોગી છે. મુખ સુગંધિદાર બને છે. અરિમેદાદ્ય તૈલ મ્હોંમાં ભરી રાખવાથી દાંતના બધા રોગો ઉપર ફાયદો થાય છે. દાંતમાં કીડા હોય તો સારિવાદિ લેપ દાંતની નીચે રાખવો. અથવા કાસીસાદિ ગુટી દાંતમાં રાખવી એનાથી દંતશૂળ પણ મટે છે. દાંત હાલતા હોય, પીડા થતી હોય, કીડા હોય, દુર્ગંધિ આવતી હોય, એવા બધા દંત રોગોમાં જાતિપત્રાદિ ચૂર્ણ મ્હોમાં રાખવું. અથવા દાંતનાં પેઢુ ઉપર જરણાદિચૂર્ણ ઘસવું. કુષ્ઠાદિચૂર્ણનું મંજન કરવાથો પણ ફાયદો થાય છે.

તાલુપાકમાં જવખાર અને મધ મેળવીને ચોળવાથી ફાયદો થાય છે.

મ્હોમાંથી લોહી નીકળતું હોય તો કાકોદુમ્બરિકા યોગનું સેવન કરવું. રક્તવિકારથી મુખરોગ થઈ આવ્યો હોય, અને મ્હોમાં નાસૂર (નાડીવ્રણ) પડ્યું હોય, તો રસવંતી અને મધનો લેપ કરવો. સર્વ પ્રકારના મુખરોગમાં પટોલાદિ ક્વાથ મધ નાખીને વાપરવો. પાર્વતી રસ અથવા ખદિરાદિ ગુટીકા મુખમાં રાખવાથી મુખરોગમાં ફાયદો થાય છે. રસેન્દ્રવટી પણ મુખરોગમાં વાપરવા કહ્યું છે, મુખરોગહરરસની ચાર રતિ માત્રા મધ પીપર સાથે લેવાથી ભયંકર મુખરોગ પણ મટે છે.

વચાદિ ચૂર્ણનું સેવન કરવાથી જીભનું તોતડાપણું મટે છે અને વાણી શુદ્ધ થાય છે.

મ્હોં ઉપર ચાઠાં વગેરે હોય, કરચલીઓ વળતી હોય તો તામ્રાદિ તૈલની માલીસ કરવી. કુંકુમાદિ તૈલ પણ એ માટે ઉપયોગમાં લેવું. વળી એનાથી જુવાનીમાં ખીલ નીકળે છે તે પણ મટે અને મુખ સુંદર બને છે. વળી, માયુ ચોખાના પાણીમાં ઘસી ચોપડવાથી ખીલ ઉપર ફાયદો કરે છે.

## મૂત્રકૃચ્છ્ર–મૂત્રાઘાત

મૂત્રકૃચ્છ અને મૂત્રાઘાત એ બન્ને મૂત્રના રોગો છે. મૂત્રકૃચ્છ્રમાં પેશાબ અત્યન્ત કષ્ટથી નીકળે છે. અને મૂત્રાઘાતમાં પેશાબ રોકાઈ રોકાઇને ટીંપે ટીંપે નીતરે છે. ક્વચિત્ બિલકુલ બંધ પણ થઈ જાય છે. પરંતુ, મૂત્રકૃચ્છ્રની માફક પેશાબ કરવાની તકલીફ નથી હોતી.

મૂત્રલ વનસ્પતિઓ ક્ષારો વગેરે આરોગમાં આપવાં જોઇએ. સ્નિગ્ધ, અનુલોમન, પૌષ્ટિક, ખોરાક લેવો. ભાત,

દૂધ, ઘી, માખણ, સાકર, પરવલ અને વંતાકનું શાક, મહુડાં વગેરે સારાં. મરચું, આંબલી સુકકા પદાર્થો વગેરેનું સેવન છોડી દેવું.

તારકેશ્વર રસ એકથી બે ગોળી સવાર સાંજ મધસાથે આપવી. બંગ અથવા ચતુર્બંગ ભસ્મ એકથી બે રતિ સવાર સાંજ મધ સાથે આપવી. નાગભસ્મ પણ એજ માત્રાથી મધ અને ઘી સાથે દિવસમાં બે વખત આપી શકાય. ચન્દ્રકલા રસ એકથી બે ગોળીઓ દૂધ સાથે પીવી. ચન્દ્રપ્રભા ગુટીકા (શિલાજીતવાળી) અથવા શિલાજીતવટી અકેક બબ્બે સવાર સાંજ લેવી અને ઉપર દૂધ પી જવું. ગોક્ષુરાદિ ગુગળ ચારથી આઠ ગોળી સવાર સાંજ પાણી સાથે આપવી. આ દવાઓમાંથી ગમે તે એક દવા સેવન કરી શકાય છે.

ગોખરૂનો ઉકાળો અથવા શતાવરીનો ઉકાળો મૂત્રકૃચ્છ્રમાં અત્યન્ત લાભદાયક છે. તૃણપંચમૂળ અથવા કુશનો ઉકાળો સારો મૂત્રલ છે. પાષાણભેદની સારી પ્રતિષ્ઠા છે, એટલે પાષાણભેદાદિ કવાથ સારૂં કામ કરે.

## મૂર્ચ્છા

માનવ શરીરમાં એક એવું અગોચર તત્વ રહેલું છે જેને સુખ, દુઃખ વગેરેનું જ્ઞાન થાય છે. એ ચૈતન્ય તત્વનો મન અને મનનો ઈન્દ્રિયો તથા ઇન્દ્રિયોનો વિષયો સાથે સંબંધ જ્યારે જોડાય છે ત્યારે સુખ, દુઃખનું સંવેદન થાય થાય છે. સંવેદન–ભાન ન થવું તેનું નામ મૂર્ચ્છા–બેભાનતા. વાઈ, મર્મસ્થાનોમાં વાગવું: વગેરે રોગોમાં માણસને મૂર્ચ્છા આવી જાય છે.

વાગવાથી મૂર્ચ્છા આવી હોય અથવા કલોરોફોર્મ જેવી દવા સુંઘવાથી બેહોશ બનેલ માનવીના મ્હોં ઉપર શીતળ જળ છાંટવું એથી જાગૃતિ આવશે.

માનસિક આઘાત પહોંચવાથી આવેલી અચેતનતા આશ્વાસન અને શીતોપચારથી દૂર થઈ શકે.

હિસ્ટીરિયા, વાઈ વગેરેની મૂર્ચ્છા દૂર કરવા ચૂનો અને નવસાર મેળવી સુંઘવા આપવું. ડુંગળી કાપીને સુંઘવા આપવી. મૂર્ચ્છાન્તક અંજન આંખમાં આંજવું. હેમગર્ભ પોટલી રસનો ઘસારો પાવાથી મરવા પડેલું માણસ પણ સચેતન થાય એવી જનશ્રદ્ધા ઘણીવાર સાચી જણાય છે.

સન્નિપાતની મૂર્ચ્છામાં દરદી પડયો હોય તો સુપ્રચેતના ગુટીકા પાણીમાં ઘસીને આંખમાં આંજવી.

## મેદોરોગ

ખાધે પીધે સુખી ન–ફકરાં બેઠાડુ જીંદગી ગાળનારાં સ્ત્રીપુરૂષોના શરીરમાં શ્રમ ન કરવાથી મેદ જામે છે. મેદ પેટ ઉપર બહુ વધે છે. શરીર જાડું થાય; પણ, તાકાત ન હોય. શ્રમ પડતાં હાંફી જાય. સાંધામાં પીડા થાય. અંગ આખું ગુમડાની પેઠે દુઃખે, બહુમેદસ્વી માણસો આગળ જતાં સ્ત્રીસંગમાં હર્ષ ખોઈ બેસે છે. એમનામાં ઓજ પ્રકાશતું નથી. કશા કામના રહેતા નથી.

વીજળીથી મેદ ઓછો કરાવે છે. પણ એકવાર જેના શરીરમાં મેદ વધવા માંડયો તેનામાં પછી તો મેદ થયે જતાં વાર નથી લાગતી. આ રોગીએ તો મેદ વધે છે એવું લાગતાંજ સતત શ્રમજનક કાર્યો, વ્યાયામ, લંઘન, રૂક્ષ

ખોરાક વગેરેનું સેવન શરૂ કરવું. અને એજ ક્રમ લાંબો સમય સુધી ચાલુ રાખતાં મેદસ્વિતા દૂર થતી જશે.

ઉપરોક્ત બાબતનો અમલ કરી નીચેની દવાઓ વાપરવી સ્થૂલરાજગજકેશરી રસ, રતિ બે મધ અને પીપર સાથે સેવવો. સ્થૌલ્યાપકર્ષણ રસ ત્રણ રતિ મધમાં ચાટી નવટાંક પાણી પી લેવું.

અતિ સ્થૂલ શરીરવાળાએ સ્હવારના પ્હોરમાં તલીયું તેલ પીવું અથવા બીયાનાસારનો ઉકાળો મધ નાખીને પીવો. સ્થૂલતા જાય છે. સાલસારાદિગણનાં ઔષધો મેદને સુકવનારાં હોઈ તે વાપરવાં.

વિડંગાદિલોહ હમેશ બે આનીભાર મધમાં લઈ લેવું. વડવાનલ રસ બેથી ત્રણ રતિ મધ નાખીને ચાટી લીધા પછી ઉપરથી મધનું શરબત પીવું. એક મહિનો પ્રયોગ ચાલુ રાખવો. વડવાગ્નિ રસ રોજ મધ સાથે બબ્બે રતિ લેવો. શીઘ્ર ગુણકારી છે. મેદસ્વિતા બહુ વધી ગઈ હોય તો પણ અકેક વાલની માત્રામાં મધ સાથે અને મધના શરબતના અનુપાનથી મેદોહર રસનું સેવન કરવું એ ફાયદાકારક છે. લોહારિષ્ટ વાપરવાથી ધારી અસર થઈ જાય છે. મહાસુગન્ધ તૈલનું માલીસ કરવું હિતાવહ છે. મેથીમોદક આ રોગમાં અત્યન્ત ઉપયોગી છે અને ગુણકારી છે. અડધાથી એક તોલો રોજ લેવો. ફલત્રિકાદિ ચૂર્ણથી મેદનો નાશ થાય છે, દશાંગ ગુગળ પણ મેદ હરે છે.

બે ત્રણ માષા ત્ર્યૂષણાદ્યલોહ મધ ઘી સાથે લેવાથી સ્થૂલતા ઘટે છે. આ દવા લેતી વખતે ખાસ પરેજી પાળવી પડતી નથી.

ત્રિફલા, પંચકોલ અને પંચલવણનું મિશ્ર કરેલું ચૂર્ણ લાવવું; પછી ત્રિમૂર્તિ રસની અકેક માશાની અકેક ગોળી લોધ્રના ચૂર્ણ અને મધ સાથે ખાઇને ઉપરોક્ત ચૂર્ણ-માંથી એક માષા ચૂર્ણ પાણી સાથે પી જવું. મેદ ઓગળવા લાગશે.

ત્ર્યૂષણાદિ ગુગળ મેદ ઓછો કરે છે. ત્ર્યૂષણાદિ ચૂર્ણ પણ મેદ માટે સારૂં છે. આ ચૂર્ણ વાપરતી વખતે કોઈ પણ પ્રકારની પરેજી પાળવાની જરૂર છે નહિ.

અર્કાદિગણ અને ઉષકાદિ ગણ મેદને સુકવે છે.

હમેશ સ્હવારમાં કંઈ પણ ખાધા અગાઉ મધનું પાણી રોજ પીવું. ખાવામાં ઘી વગરનો બાજરીનો રોટલો લેવો. કંઈ પણ ખાધા પહેલાં સ્હવારમાં પાણી પીવું એ પણ કૃશતા કરનારૂં કહેલું છે.

## યકૃત્–પ્લીહા

યકૃત એટલે લીવર અથવા કાળજું. પ્લીહા એટલે બરોળ. કાળજું જમણે પડખે અને બરોલ ડાબે પડખે પેટના ઉપરના ભાગમાં રહેલ છે. તાવને યકૃત્–બરોળ સાથે અને યકૃતને ઝાડા સાથે પણ સારો સંબન્ધ લાગે છે. વિષમ જ્વરો અથવા સન્નિપાત જ્વરોમાં પણ બરોળ અને કાળજાના દુઃખાવા હોય છે. તાવમાં બરોળ વધી જાય છે અને ઘણીવાર તો નાભિ પર્યંત નીચે આવી જાય છે.

કાળજામાં ગુમડાં થાય છે. એ ગુમડાના દરદીને તાવ અનિયમિત અને ટીકાશ આવી જાય છે એથી સારા વૈદ્ય, ડાકટરો પણ ભૂલમાં પડી જાય છે અને જુનો મેલેરિયા ધારે

છે. પૂર્વ ઈતિહાસ પુછતાં જો માલુમ પડે કે પહેલાં ઝાડા થઈ ગયેલા અને પછી આ સ્થિતિ થઈ છે તો એ કાળજાનું ગુમડું જાણવું. ખાંસીનો સુકો ઠસકો પણ આવતો રહે છે અને હાથે પગે બળતરા થાય છે તેથી ક્ષય હશે એવી શંકા પણ થાય. પરન્તુ આ દરદીને ગળફામાં લોહી નથી હોતું શરીર જતે દિવસે ક્ષીણ થાય છે. આ દરદની ચોક્કસ દવા તો ઇન્જેક્શન સિવાય હાલના વિજ્ઞાનને પણ મળી નથી.

આયુર્વેદ તો માને છે કે કાળજુ જયારે વિકૃત હોય ત્યારે પ્લીહા તદ્દન અવિકૃત તો રહી શકેજ નહિ. અને એ આધુનિક વિચારોને અસંગત તો નથી જ. એથીજ યકૃત્પ્લીહોદરની ચિકિત્સામાં ઝાઝો તફાવત નથી બલ્કે દવાઓ લગભગ એકજ છે.

એલીયકાદિ ગુટીકા એક માશાના પ્રમાણમાં ઉના પાણી સાથે લેવાથી યકૃત્ અને પ્લીહાની વૃદ્ધિ મટી જાય છે. ક્ષારપિપ્પલીનો પ્રયોગ પણ યકૃત અને પ્લીહા ઉભયની વૃદ્ધિ માટે વપરાય છે, અથવા સર્વતોભદ્ર રસનું સેવન કરવું.

બરોળ બહુ વધી ગઈ હોય તો પણ રોજનું ત્રણ વાલ એમ એક રૂપિયાભાર શંખનાભિનું ચૂર્ણ જંબીરી લીંબુના રસની સાથે લીધું હોય તો બરોબર થઇ જાય છે.

શંખદ્રાવ તો કાળજા અને બરોળ માટે પ્રખ્યાત દવા છે. પાંચ, છ ટીંપાં પાણીમાં નાંખી દિવસમાં બે ત્રણવાર આપવું. બેથી ચાર આનીભાર સિન્દવાદિ ચૂર્ણ ગરમ પાણી સાથે પી જવાથી ખુબ વધેલ બરોળનો પણ જલદી કદમાં ઘટાડો કરી શકાય છે.

શરપુંખો બરોળનીજ દવા છે એથી તો એને પ્લીહમર્દ કહે છે. એનું મૂળીયું છાશ સાથે રોજ પાવલીભાર પીવું.

લવણત્રિતયાદિ ચૂર્ણ બેથી ચાર આનીભાર હંમેશ લેવું. લીવર તેમજ બરોળ બેઉને ફાયદાકારક છે.

શરપુંખાની જેમ રગતરોહિડાની પણ આ દરદ માટે સારી પ્રતિષ્ઠા છે. રોહિતકારિષ્ટ અથવા રોહિતકાવલેહ કે રોહિતક સત્વનો વિચાર પૂર્વક ઉપયોગ કરવો. મહામૃત્યુંજય રસનું સેવન કરવાથી પણ ફાયદો થશે. માનકાદિ ગુટીકા સારી છે.

તામ્રેશ્વર ગુટીકા એકથી બે વાલ રોજ લેવી.

યકૃત્ વિકૃતિ બહુ વધી ગઈ હોય, બરોળનું પણ તેવું જ હોય, અને દરદ દુઃસાધ્ય દીસે તો 'તામ્ર કલ્પ' નો વર્ધમાન પ્રયોગ કરી જોવો. એક ગોળી બે રતિની શરૂ કરવી. દસ ગોળીએ પહોંચતાં લગી હંમેશ એકેક વધારતા જવું. વળી ઘટતાં ઘટતાં એજ ક્રમે એક ગોળી પર આપવું. દરદ મટતાં સુધી આમ ચઢ-ઉતર પ્રયોગ કર્યા કરવો. દવા લીધા પછી મુખ શુદ્ધિ માટે પાન ખાઈ લેવું અને દવા પચે એ પછી ઘી સાથે ભાત અને દૂધ ખાવાં.

ચિત્રકાદિલોહનું સેવન કરવું, ગંધકાદિ પોટલી ઘી અને મધ સાથે બેથી ત્રણ રતિ લેવી ઉપર પંચકોલનો ઉકાળો પીવો. ગુડૂચ્યાદિ ચૂર્ણ, અગ્નિકુમારલોહ અને અભયામોદક પણ આમાં વાપરવા લાયક છે.

ક્ષારો જેવા કે વજ્રક્ષાર, અભયાલવણ પણ વાપરવાં, પ્લીહારિ રસ, બૃહત્લોકનાથ રસ, મહામૃત્યુંજય રસ, મહામૃત્યુંજય લોહ, યકૃત્પ્લીહારિ લોહ, અગ્નિગર્ભા ગુટીકા,શુક્તિ

ભસ્મ અને દારૂ હરિદ્રાસત્વ પણ આ રોગમાં યોગ્ય લાગે ત્યારે વાપરવાં.

આસવોમાં પુનર્નવાસવ અને અરિષ્ટોમાં અભયારિષ્ટ બરોળ તેમજ કાળજામાં કામ આવે છે.

ઇન્દ્રવારૂણી, પાઠા, નિશોત, ભૃંગરાજ, પુનર્નવા વગેરેનાં સત્વો પણ આ રોગમાં યોજી શકાય.

## રક્તપિત્ત

રક્તપિત્ત એટલે શરીરમાં દૂષિત થયેલ લોહિનું છિદ્રોદ્વારા બહાર આવવું તે. સાધારણ રીતે ઉર્ધ્વાંગ અને અધોગ એમ બે એના માર્ગ ગણાય છે. ઉર્ધ્વ માર્ગે વહેતું લોહી આંખ, કાન, નાક અને મુખ મારફત નીકળે અને અધોમાર્ગે નીકળતું લોહી ગુદા અને ઉપસ્થમાંથી જાય અને પછી તો રોગ આગળ વધે એટલે રોમકૂપમાંથીયે લોહી નીકળે.

આ રોગમાં જે માર્ગે રક્તપિત્ત પ્રવર્તતું હોય તેથી ઉલટ માર્ગે પ્રવર્તે એવું સંશોધન પિત્ત માટે કરવું જોઇએ. એટલે કે ઉર્ધ્વાંગ રક્તપિત્તમાં વિરેચન અને અધોગ રક્તપિત્તમાં વમન. આ પિત્તનો રોગ છે. અને પિત્તનાશાર્થે વિરેચન ઉત્તમ છે: એથી ઉર્ધ્વાંગ રક્તપિત્ત જલદી મટે, અધોગ યાપ્ય ગણાય. અને બન્ને માર્ગે પ્રવર્તી રહેલું રક્તપિત્ત તો અસાધ્યજ ગણાય. રોગી બલવાળો હોય તો શરૂમાં લોહી એકદમ બંધ કરવું નહિ. પણ દુર્બળ દરદીનું લોહી વહી જવા દેવું એ એક બુદ્ધિહીનતા ગણાય.

શરીરમાંથી કોઇપણ રસ્તે રૂધિર જતું હોય પણ બોલપર્પટી, બે થી ચાર રતિ ઘી સાથે અથવા બોલબદ્ધ રસ

એકથી બે વાલ મધ સાથે સવાર સાંજ આપવાથી લોહી જતું બંધ થાય છે.

અરડુસીની બનાવટો જેવી કે વાસાઘૃત, વાસાદિનસ્ય વગેરે વાપરવાથી જરૂર ફાયદો થાય છે.

સુધાનિધિ રસ, રક્તપિત્તાંતક રસ, રક્તપિત્ત કુલકંડન રસ, ચંદ્રકલા રસ, કપર્દક રસ, અર્કેશ્વર રસ, સર્વાંગસુંદર રસ અને રક્તપિત્ત કુઠાર રસ વગેરે રસોમાંથી મળી શકે તે વાપરવા.

સમશર્કર લોહ, શતમૂલ્યાદિ લોહ, આમલક્યાદિ લોહ, ખંડખાદ્ય લોહ એ બધા લોહના પ્રયોગો ઘટતી રીતે વાપરવા.

સપ્તપ્રસ્થ ઘૃત, મહાદુર્વાદિ ઘૃત, દૂર્વાદિ ઘૃત, એમાંનાં કોઇ ઘૃતનું સેવન રાખવું.

હ્રીબેરાદિ કવાથ, શતાવર્યાદિ કવાથ, મુસ્તાદિ કવાથ, પદ્મોત્પલાદિ કવાથ, તૃણપંચમૂલાદિ કષાય, ચંદનાદિ કષાય, રક્તપિત્ત માટે યોજવા જેવા છે.

બંગાવલેહ, મુસ્તાદિ અવલેહ, કેશર અવલેહ, ચ્યવન પ્રાશાવલેહ, કુષ્માંડાવલેહ, અમૃત પ્રાશાવલેહ, વગેરે લેહો છે.

મધુકાદિ ગુટીકા, ત્રિવૃતાદિ મોદક, એલાદિ ગુટિકા આપવી.

લાક્ષાદિચૂર્ણ, પ્રિયંગ્વાદિચૂર્ણ, પદ્માદિચૂર્ણ, દ્રાક્ષાદિચૂર્ણ તાલીસાદિચૂર્ણ- ઉશીરાદિચૂર્ણ, સિતોપલાદિચૂર્ણ, લવંગાદિચૂર્ણ આ બધાં ચૂર્ણો જરૂર પ્રમાણે આ રોગમાં આપવાં નાસાસ્થ રક્તપિત્તમાં દાડિમાદિનસ્થ આપી શકાય.

લેપમાં ધાત્રી અને ચંદનાદિ લેપ આપવા.

પ્રવાલભસ્મ-પિષ્ટ, પુષ્પરાજભસ્મ, સાબરશૃંગભસ્મ, ઉશીરાસવ, અર્જુનારિષ્ટ, ચંદનાદિ તેલ, દુર્વાદિ તેલ વગેરે અન્ય દવાઓ પણ છે. ઘટિત રીતે તેનો ઉપયોગ કરવો.

## રાજયક્ષ્મા

રાજયક્ષ્મા જેને ક્ષય નામથી ઓળખવામાં આવે છે તે ધાતુક્ષીણતાનો રોગ છે. અતિમૈથુન ધાતુક્ષીણતાનું મુખ્ય કારણ છે. ક્ષય એટલું જીવલેણ દરદ ગણાઈ ગયું છે અને છે કે જેની શંકા માત્ર દરદીને થઈ જાય તો તેની ચિંતામાં ને ચિંતામાં પણ ક્ષય અસાધ્ય થઈ જાય. ઉધરસ, તાવ, લોહિ-મિશ્રિત ગળફો, છાતીમાં દુખાવો, ખભામાં અથવા હાથેપગે બળતરા, અરૂચિ, ધીરેધીરે શરીર સુકાતું જાય તથા કામો-ત્તેજનામાં વધારો એ રાજયક્ષ્માનાં ટુંક લક્ષણ. જુનો તાવ અને ઉધરસ સાથે હોય તેવા રોગીની પણ ક્ષય ધારીને ચિકિત્સા કરવામાંજ ફાયદો છે. બહુ ક્ષીણ અને પાતળા માણસની પણ ક્ષય જેવીજ ચિકિત્સા કરવી.

કહ્યું છે કે मलायत्तं बलं पुंसां बलायत्तं च जीवितम् અર્થાત્ મલને આધારે બલ છે અને બલ છે તો જીવન છે. માટે રાજયક્ષ્માના દરદીને કદીએ જુલાબ આપવાની ભૂલ કરવી નહિ. જીવન મરણનો પ્રશ્ન હોય ત્યારેજ વિચારપૂર્વક વિરે-ચન આપવું.

સ્વચ્છ હવા, હલકો ખોરાક, ફલનો રસ, વગેરે પથ્ય છે. શરીર ઉપર ગરમ કપડું પહેરી રાખવું. લીમડાના ઝાડની

હવા બહુ સારી. દરદીનો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય એવા બૃંહણ ઉપાયો કરવા.

સમુદ્રમાંથી થનાર રત્નો ઉપરત્નોની ભસ્મો અને ગોદંતી જેવી ખનીજ વસ્તુઓ કે જેમાં કેલ્શીયમ અને સિલિકા હોય તે બધાં આ રોગમાં સારૂં કામ આપે.

અભ્રકભસ્મની આ રોગ ઉપર સારી ખ્યાતિ છે. અને સુવર્ણભસ્મ તથા ચન્દ્રોદય રસનું પણ એટલુંજ મહત્વપૂર્ણ સ્થાન છે. સર્વાંગસુંદર રસ પણ સારો છે.

એલાદિઘૃત બહુ સરસ ગુણકારી છે.

એલાદિગુટીકા ગળફા સાથે આવતા લોહીને જલદી બંધ કરી દે છે. બબે આનીભાર સવાર સાંજ દૂધ સાથે લેવી. મરિચાદિચૂર્ણ મધ સાથે આપવાથી પણ સારૂં રહે છે.

હાથે પગે દાહ થતો હોય ત્યારે લાક્ષાદિ તેલ અથવા ચંદનાદિ તેલ માલીસ કરવાથી ફાયદો થાય છે. અથવા મેંદી મુકવાથી પણ ફાયદો થાય છે.

દ્રાક્ષાસવનું સેવન કરાવવું પણ સારૂં છે, ચ્યવનપ્રાશ હમેશ લેવો. વાસાવલેહ અને વાસાસવ અથવા વાસાસ્વ રસ હમેશ સેવન કરવો તે બહુજ ફાયદામંદ છે.

સિતોપલાદિ ચૂર્ણ તથા બીજાં પૌષ્ટિક ચાટણ પણ આપવાં.

ચરકસંહિતાના સર્પિર્ગુડનો ઉપયોગ કરવો સારો છે.

## વાતરક્ત

સુકોમળ પ્રકૃતિનાં સુખિયાં અને ખાસ કરીને સ્થૂલ શરીરનાં માનવીઓ મદ્ય, માંસ, મીઠું, મરચું, ખટાઈ વગેરે

આહાર અને દિવાશયનાદિ વિહાર કરે અને એ કારણે વાયુ અને રક્તનો પ્રકોપ થાય. દૂષિત લોહી અનુકૂળ અવસર આવતાં પગોમાં ઉતરે અને દૂષિત વાયુ સાથે મળી પ્રબળ વેદના કરે એ વાતરક્ત. એને અંગ્રેજીમાં જુદા જુદા માણસો જુદાં જુદાં નામ આપે છે. 'ગાઉટ' નામ એમાંથી બંધ બેસ્તું થયું લાગે છે.

બેચેની, આળસ, સ્પર્શનાશ, ચળ, કાળાશ વગેરે લક્ષણો ચેતવણી આપે છે અને પછી ખરેખર રોગ દેખાય છે. ઘણુંખરૂં આ રોગ પગના અંગુઠાથી શરૂ થાય છે અને પછી બધે શરીરે વ્યાપે છે. અંગુઠામાં સખત વેદના થાય છે જેથી ઉંઘ પણ નથી આવતી. અંગુઠાને અડકી પણ શકાતું નથી. અને બળતરા બહુ થાય છે કાળોલાલ રંગ થઇ જાય છે. સોજો હોય છે. તાવ બહુ આવી જાય છે. માથુ દુઃખે છે. પાછળથી એ આંગળી વાંકી બની જાય છે. એવી રીતે શરીરના બીજા સાંધાઓમાં પણ આ દરદ થાય છે.

જ્યારે આ દરદનો હુમલો થાય છે ત્યારે બહુજ વેદના થાય છે એ પ્રાણઘાતિની વેદના દૂર કરવા જળો, શીંગડી અથવા બીજી કોઈ રીતે લોહી કઢાવવું. સ્નેહપાન કરાવી વાતારિતૈલ, નસોતર વિગેરેનું સ્નેહ વિરેચન આપવું, પછી લેપ, માલીસ વગેરે દવાઓ આપવી.

આ રોગમાં પીપળાનો ઉકાળો મધ સાથે પીધો હોય તો ત્રિદોષ જન્ય અને દારૂણ વાતરક્ત હોય તો પણ મટે છે. શિલાજીતના ગુગળના અને માક્ષિકના પ્રયોગો હિતાવહ છે. હડતાલની બનાવટો આમાં સારી, જેવી કે તાલકેશ્વર

રસ, એકથી બે રતિ મધ સાથે સવાર સાંજ આપવો. અર્કેશ્વર રસ, કાલાગ્નિ રૂદ્રરસ અને કુષ્ઠ કુઠાર રસ પણ વપરાય.

કામકલા વટી ચાર ચાર માશાની એકેક ગોળી ગોમૂત્રમાં મેળવીને પી લેવી, ફાયદો કરે છે.

પથ્યાદિ ગુગળ, કિશોર ગુગળ, અમૃતાદિ ગુગળ વાપરવા યોગ્ય છે. પથ્યાદિ ગુગળની બનાવટની બેથી ચાર અને બીજા બેની ચારથી આઠ ગોળીઓ સુધી આખા દિવસમાં લઈ શકાય. અનુપાન તરીકે પાણી, દૂધ અથવા બ્રહત્ મંજીષ્ઠાદિ ક્વાથની યોજના કરવી. સારિવાદ્યરિષ્ટ લોહી શુદ્ધિ માટે સારૂં છે. અર્કમૂલસત્વ પણ વાતરક્ત માટે સારૂં ગણાય.

કાસમર્દાદિ કષાય, ખદિરાદિ ક્વાથ, આરગ્વધાદિ ક્વાથ, અમૃતાદિ ક્વાથ, નવકાર્ષિક કષાય, અને ગુડૂચ્યાદિ ક્વાથ એ સૌ રક્તશોધક હોઈ દોષાનુસાર ઘટતી રીતે વાપરવાં.

ઉપદ્રવવાળા વાતરક્તમાં પણ જો પિંડતેલનું માલીસ કરવામાં આવે તો દરદ દૂર થાય છે.

દશ પાક બલા તેલનું નિયમિત સેવન કરવું. દરદ મટશે.

નિમ્બાદિ ચૂર્ણ (ભૈ. ર.) સરસ છે. ૦। તોલાની માત્રા આ ચૂર્ણની હમેશ લેવી. ઉપર ગળોનો ઉકાળો પીવો. એક મહિના સુધી સતત આ પ્રયોગ ચાલુ રાખવો.

દેવદાલી પ્રયોગ પણ એવોજ છે. ચાર આનીભાર એમાંથી લઈ ઠંડા પાણી સાથે ફાકી જવું અને પથ્ય એવો હલકો ખોરાક ખાવો.

કાશ્મર્યાદિ કષાય પિત્તપ્રધાન વાતરક્તને શાંત કરે છે. અથવા ગોમૂત્ર અને દૂધ મેળવીને પીવું અગર એની સાથે નસોતરનું ચૂર્ણ લેવું.

વાયુ અને કફ વધારે પ્રબળ હોય તો ગૃહધૂમાદિલેપ કરવાથી શાંતિ રહે છે.

## વાત વ્યાધિ.

વાયુ બહુ પ્રબલ શક્તિવાન છે. એનો પ્રકોપ થાય ત્યારે અકસ્માત્ વ્યાધિ થઈ આવે છે. શરીર રહી જવું, ચસકા આવવા, શૂળ આવવું, મ્હોંનો લકવો, પક્ષાઘાત, રાંઝણ, કોઈ અંગનું જુઠું પડવું, ગરદન અકડાઇ જવી, ખાલી ચઢવી, ખેંચ આવવી. વગેરે અનેક વાયુનાં દરદો સૌ કોઈ જાણે છે.

વાયુની ચિકિત્સા સ્નેહ, સ્વેદ પ્રધાન જ હોય છે. વાયુનું કોઈ પણ દરદ થઈ આવે તો બહારના ભાગ ઉપર નારાયણ તેલ, મહાનારાયણ તેલ, વિષગર્ભતેલ વગેરે ખુબ ચોળવું અને પછી શેક કરવો.

ખાવા માટે યોગરાજ ગુગલ, મહાયોગરાજ ગુગળ, મહારાસ્નાદિ ક્વાથ, રાસ્નાસત્વ વગેરે સામાન્ય છે.

લકવા ઉપર મલ્લચંદ્રોદય, સમીરપન્નગ રસ, મહા-યોગરાજ ગુગળ વગેરેનું સેવન કરવાથી ફાયદો થાય છે.

પક્ષાઘાત માટે એકાંગવીર રસ, મહાવાત વિધ્વંસ રસ, રૌપ્યભસ્મ વગેરે વપરાય છે.

વાયુ વધી જવાથી ઉંઘ ન આવતી હોય તો સમીરગજ કેસરી લેવો અથવા એરંડિયા સાથે સુવર્ણમાક્ષિક મધમાં મેળવીને હંમેશ ચાટી જઇ ઉપર ભેંસનું દૂધ બે વખત પીવું. હાથપગ ઠંડા પાણીથી ધોઇને સુઈ જવું.

રાંઝણ થઈ હોય તો ગુંજાભદ્ર રસ એકથી બે રતિ સવાર સાંજ ઘી સાથે આપવો. રાસ્નાદિ સત્વ અને સિંહનાદ ગુગળ તથા અજમોદાદિ ચૂર્ણ પણ ઉપયોગમાં લઈ શકાય. એ આમવાતમાં પણ અપાય.

આમવાત માટે વાતારિ રસ પણ સારો છે.

યોગેન્દ્ર રસ વાયુના સમસ્ત રોગો માટે ગુણકારી દવા છે. ગઠિયા વા ઉપર રસોનપિંડ સારૂં કામ કરે છે.

બૃહત્ વાત ગજાંકુશ, ચિંતામણિ ચતુર્મુખ, મહાવાત રાજવટી, વાતગજેન્દ્ર રસ, વાતવિધ્વંસ, તાલચંદ્રોદય, ત્રિપુર-ભૈરવ, દરદસિંદુર, અમરસુંદરી ગુટિકા ત્રયોદશાંગ ગુગળ, પથ્યાદિ ગુગળ, વિષતિન્દુકવટી વગેરે ઘટતી રીતે વાપરવાં.

સંધિવાત ઉપર સંધિવાતારિ ગુટિકા આપવી.

સ્પર્શેન્દ્રિય–ચામડીનું સ્પર્શજ્ઞાન નાશ પામ્યું હોય તો તે દરદીને સ્પર્શવાતઘ્ન રસ આપવો. હંમેશ સવારમાં રતિ એની માત્રામાં આ રસનું સેવન કરવું જોઇએ.

ઉરૂસ્તંભ અને આમવાત જેવા વાતવ્યાધિમાં મૃતસંજીવન રસ પણ અપાય છે.

ઉર્ધ્વવાત હોય, આંગળીઓ અકડાઇ ગઈ હોય, મસ્તકમાં વાયુ કોપ્યો હોય, મન્યાસ્તંભ થઈ ગયો હોય, ગલગ્રહ હોય, સંધિવા અથવા મજ્જા સુધી વાયુનો કોપ હોય એવા વાતરોગોમાં વિષ્ણુતેલ ચમત્કારિક અસર કરે છે.

વળી અંગ સુકાઈ જતું હોય અને ખોડંગાતો ચાલતો હોય તોપણ વિષ્ણુ તેલ ઉપયોગી છે.

અમૃતનામ ગુટીકા, પક્ષાઘાત, અને લકવા જેવા વાત

રોગોમાં તથા આમ વાતમાં પણ વાપરી શકાય સવારમાં પાણી સાથે ચાર ગોળી આપવી.

વૃદ્ધાવસ્થામાં અને કેટલીક વાર બાલ્યવયમાં પણ કંપવા થાય છે આંગળીઓ સ્થિર ન રહી શકે, માથું નિરંતર અનિચ્છાએ હાલ્યા જ કરે. આવી સ્થિતિમાં અમૃતપ્રાશ ચૂર્ણનું દરદીને સેવન કરાવવું.

રક્તાશય ગતવાયુ વગેરે વાત વ્યાધિમાં પીવા માટે, ચોળવા માટે અને અનુવાસન બસ્તિ માટે અશ્વગંધા તેલનો ઉપયોગ કરવો.

ઉરૂસ્તંભમાં ગ્રંથિકાદિ કવાથ પીવડાવવો વૃદ્ધદારકાદિ લોહ આપવો.

ધનુર્વાતમાં એરંડાદિ કવાથ હમેશ આપવો. ઉપલેટનું સત્વ અને કપિકચ્છવાદિ કવાથનો ઉપયોગ કરવાથી પક્ષાઘાતના દરદીને ઠીક ઠીક ફાયદો મળે છે.

અર્દ્ધાંગ વાતમાં અર્ધાંગ વાતારિ રસ યોજવો.

## વિસર્પ.

અંગ્રેજીમાં આ રોગને એરીસીપેલાસ (Erysipelas) કહે છે. આપણે એને ફરતો સોજો કહીએ તો ચાલે. આ રોગમાં દોષો અને ધાતુઓનો બગાડ તો કુષ્ઠના જેટલો જ સંખ્યામાં હોય છે. પરંતુ એ રીતે દૂષિત થયેલા દોષો સ્થિર રહે તો કુષ્ઠ ઉપજે અને ગતિમાન બને તો વિસર્પ થાય. એક સ્થળે દોષાનુસાર લાલ, નીલ, કાળો વગેરે વર્ણવાળો સોજો થઇ આવે છે અને પછી તે આગળ ચાલવા લાગે છે.

થોડા વખત પછી મૂળ જગ્યાએથી એ સોજો જતો પણ રહે. વેદના બહુ તીવ્ર હોય છે. પિત્તનું આમાં ઝાઝું જોર રહે છે.

લેપ, પરિષિંચન વગેરે ક્રિયાઓ કરવી. લોહી જળો વગેરે મુકાવી કઢાવી લેવું અને શોધન તથા શમન ઔષધો લેવાં તો વિસર્પની શાંતિ થાય છે.

બનપ્સાનો શરબત પિત્ત શાંતિ માટે બહુ સુંદર છે.

કાલાગ્નિ રૂદ્રરસ પીપર અને મધની સાથે ફક્ત દસ દિવસ જ ચાટવાથી વિસર્પ શાંત થશે.

દશાંગ લેપને પાણીમાં લસોટી લેપ કરવો.

કનકાદિ લેપ વિસર્પને શાંત કરે છે. કફ વિસર્પ હોય તો ત્રિફલાદિ લેપ કરવો જોઇએ.

આગંતુક તથા રક્ત જ વિસર્પ દાહ, પાકાસ્રાવ, સોજો તથા પીડાથી મુક્ત હોય તો પણ ન્યગ્રોધાદિ લેપ (૩૫૬૦) કરવાથી શાંતિ મળે છે.

અને ન્યગ્રોધાદિલેપ (૩૫૫૮) ગ્રંથિવિસર્પનો નાશ કરે છે. આ વિસર્પમાં ગાંઠો જેવું થઈ જાય છે એટલે એને એવું નામ આપ્યું છે.

અગ્નિ વિસર્પમાં પંચ વલ્કલાદિ લેપ કરવો. આ વિસર્પમાં અગન અતિશે હોય છે એથી એને અગ્નિવિસર્પ કહે છે.

વિસર્પ ઉપર પ્રપૌંડરિકાદિ લેપ સારો છે. કપીતનાદિત્વગ્ લેપ પણ વિસર્પ ઉપર લગાડવામાં આવે તો સારોફાયદો કરે.

વિસર્પનાશન તેલ અને વિસર્પહરતેલ વિસર્પમાં માલીસ કરવા માટે છે.

વિસર્પને લીધે તાવ આવ્યો હોય તો તેમાં વિરેચન માટે ત્રિફળાનો ઉકાળો નસોતરનું ચૂર્ણ અને ઘી મેળવી આપી પીવા આપવું.

અથવા નસોતર અને હરડેનું ચૂર્ણ ખવરાવીને વિરેચન કરાવવું. દ્રાક્ષાદિ શોધનયોગ પણ સારો છે.

પટોલાદિ કવાથ પીવા માટે આપવો.

કોઈ પણ પ્રકારના વિસર્પમાં મુસ્તાદિ કવાથ પી શકાય.

પદ્મકાદ્ય ઘૃત વિસર્પ અને તેમાં થતા ફોલ્લા ઉપર લગાવવા માટે છે.

## વિષ

સાપ, વીંછી, કાનખજુરો, ઉંદર, હડકાયું કુતરૂં, ઝેરી માખી, ભમરી વગેરેના દંશ તો આજેય જેવાને તેવાજ થાય છે અને એને માટે આપણે ઉપાયો જાણવા જરૂરી પણ છે દાંત અને નખ વાગવાથી પણ કેટલાંક પ્રાણીનું ઝેર ચઢે છે બનાવટી ઝેર પણ અપાય છે. એકવાર ઝેર ચઢયું હોય અને તેનું પુરૂં શોધન ન થતાં અંદર રહી ગયું હોય તો તે અમુક વખતે ફરી પ્રકોપ પામે છે તેને દૂષીવિષ કહે છે

અતિઝેરી સાપોનું વિષ ઉતારનાર દેશી દવા નથી એવું હમણાં હમણાં જાહેર થયું છે પણ સાચા પ્રયોગો સાચી રીતે અજમાવી જોતાં એજ શોધકો અભિપ્રાય બદલે પણ ખરા. મંત્રથી ઝેર ઉતારાય છે તેના ઉપર પણ એ શોધકોને વિશ્વાસ નથી આવતો. એ બાબતમાં તો કયાં કોઈ કોઇના મનનું માલીક છે. માન્યતા ભિન્ન હોઈ શકે.

હાથેપગે કયાંક સર્પદંશ થતાં વેંત દંશથી ઉપરના ભાગમાં ચાર આંગળ ઉંચે પાટો બાંધી દેવો. પાટો બાંધી ન શકાય એવું સ્થાન હોય તો દંશસ્થાન કાપીને ઉપર દાહ કર્મ કરવું. દાહકર્મ માટે મંડલિસર્પનો દંશ વર્જ્ય છે. કેમકે તેનું વિષ પિત્તપ્રધાન છે દાહકર્મ ન કરવું હોય તો મ્હોમાં કપડું રાખી દંશમાંથી લોહી ચુસી કાઢવું. સાપ કરડે કે તરતજ હિંમત હોય તો એજ સાપને બચકું ભરવા કહ્યું છે પણ એમ કરતાં બીજા દંશ ન દે એ જોવું રહ્યું, એમ ન કરી શકાય તો પાસે પડેલા ઢેફાને ડુચો ભરવો. આટલા તાત્કાલિક ઉપાયો લઇને પછી દવાઓના ઉપાય કરવા.

કુલિકાદિવટી પાણી સાથે પાવી, સાપની જાતો અનેક છે કયી જાત ઉપર કયી દવા લેવી તે સ્પષ્ટતા આ દવાઓ માટે આપેલ નથી.

વાસુકિ સાપ ડસ્યો હોય તોપણ ગૃહધૂમાદિ ચૂર્ણ દહીં અને ઘીમાં મેળવીને પાઈ દેવું.

પુષ્યનક્ષત્ર હોય તે દિવસે (પિંઠી)તગરનું મૂળ પવિત્રતા પૂર્વક લઈ આવવું. સાપ કરડે ત્યારે દંશસ્થાન ઉપર એ મૂળને ઘસીને ચોપડવું તો મરતો માણસે બેઠો થાય.

ભૈષજ્ય રત્નાવલીનો ભીમરૂદ્ર રસ સર્પદંશ ઉપર ખવરાવવો.

બંગસેન કહે છેઃ–કાળાંમરી પાંચ તોલાનું ચૂર્ણ ચૂકાના રસ અને ઘી સાથે મેળવીને પાવું તથા ચોપડવું તો ઉગ્ર સર્પવિષ પણ ઉતરે.

વિષહરિવર્તિ થુંકમાં ઘસી આંખમાં આંજવી.

બૃહન્નિઘંટુરત્નાકરોક્તલાંગલ્યાદિનસ્ય આપવું.

મહામૃત્યુંજય ગુટીકા આપવી. મહાઅગદ અત્યંત પ્રભાવશાલી છે. પીવા, માલીસ કરવા, આંજવા અને નસ્ય માટે આજ ઔષધ વાપરવું. આકડાના મૂળનું ચૂર્ણ ઠંડા પાણી સાથે પીવા માટે આપવું (૮૮૧). સંજ્ઞાપ્રબોધન રસ પાણીમાં ઘસી આંખમાં આંજવો, સર્પવિષહરાંજન થુંકમાં ઘસી આંજવું. વિષઘ્ન દ્રવ્યોમાં શિરીષ ઉત્તમ છે એનું પંચાંગ અને ત્રિકટુનો ઉકાળો કરવો એમાં મીઠું અને મધ નાખીને પાઈ દેવો. એને પંચશિરીષનામ ઔષધિ કહે છે.

## વૃશ્ચિકદંશ

તાલનિમ્બાદિ યોગને ઘીમાં મેળવીને દંશ ઉપર ધૂપ આપવો. નવસાદરાદિ લેપ પાણીમાં ઘસીને દંશ ઉપર ચોપડવો પલાશબીજાદિ લેપ પણ કરાય. નવસાદર ચૂર્ણ યોગનું નસ્ય લેવું. મનઃશિલાદિ ગુટીકા થુંકમાં ઘસીને ચોપડવી. અને મનઃશિલાદિવર્તિ પાણીમાં અથવા ગાયના છાણના રસમાં ઘસીને લગાવવી. કપાસનાં પાનની લુગદીમાં ઘી મેળવીને અથવા વછનાગને પાણીમાં ઘસીને દંશ ઉપર ચોપડવું.

## કાનખજુરો

કાનખજુરો કરડ્યો હોય તે જગ્યા ઉપર દીવાના તેલની માલીસ કરી હોય તો ઝેર ન ચઢે.

## ઉંદરવિષ

બિલ્વ પ્રયોગનું મધ અને ઘીની સાથે સેવન કરવાથી વિષ નાશ પામે છે. વિશાલાદિ યોગ પણ મધ અને ઘીમાં

મેળવીને પીવા આપવો. ઉંદર કરડ્યો હોય તેના ઉપર રસાદિ લેપ લગાવવો. કુષ્ઠાદિયોગ ગોમૂત્ર સાથે પીવાથી ઉંદરનું ઝેર ઉતરે. સિન્દુવારાદિ નસ્ય આપવું. ઉંદરની લીંડીઓ પાણીમાં વાટી દંશ ઉપર બાંધવી.

## હડકાયુ કુતરૂં

કુતરૂં કરડે ત્યારે દંશસ્થાનમાંથી લોહી કાઢી નાખી ગરમ ઘીથી દાહ દેવો અને ઉપર સુશ્રુતોક્ત મહાઅગદનો લેપ કરી જુનું ઘી પાવું. વધુ માટે હડકાયા કુતરાના દંશ માટેની દવા કરવા ઉઘાડેલા દવાખાનામાં વડોદરે જવું.

## મધમાખી ભમરી વગેરે

મધમાખી કરડી હોય તો મરિચાદિ લેપ કરવો. ભમરી કે ભમરો કરડ્યો હોય તો ભૃંગવિષનાશક લેપ ચોપડવો.

## દંત નખ વિષ

કેટલાંક પ્રાણીઓ મોઢેથી ન કરડતાં ફક્ત ન્હોર મારે છે અને તેમાંથી ઝેર ચઢે છે. આવી જાતના ઝેર ઉપર દ્વિનિશાદિલેપ ચોપડવો.

## દારૂણ કૃત્રિમ વિષ

ગરનાશન રસ દૂધ સાથે પીવો, દૂધ ચિત્રાના મૂળમાં શાસ્ત્રીય રીતે પકાવી લેવું અને પછી પીવું. કૃત્રિમ વિષના ઉતાર માટે આ યોગ છે. કૃત્રિમ વિષમાં વચાદ્યંજન આંખમાં આંજવા ઉપયોગમાં લેવાય છે. મુસ્તાદિયોગ અપાય. શર્કરાદિલેહ ચટાડવો અથવા કૃષ્ણાદિ ક્વાથ પાવો.

## સ્થાવર જંગમ વિષ

સૈંધવાદિ યોગને મધ અને ઘીમાં મેળવીને ખવરાવવાથી સ્થાવરવિષ અથવા જંગમવિષ ઉતરી જાય છે.

## અત્યંત વિષ

અમૃત ઘૃતની બનાવટ સારી છે, આ ઘી અત્યંત વિષ-નાશક છે. ઝેર ખુબ ચઢી ગયું હોય મૃતપ્રાય રોગી થઇ ગયો હોય તોપણ આ ઘી પાઇ જોવું.

## દૂષી વિષ

રોગીને સ્નેહપાન કરાવી સ્નિગ્ધ કરવો. પછી પિપ્પ-લ્યાદિ અગદનું મધની સાથે સેવન કરાવવું. દૂષી વિષનો નાશ થાય છે.

## સમસ્ત વિષનાશક

શિરીષના પંચાંગનો ગોમૂત્ર સાથે લેપ કરવાથી વિષનો નાશ થાય છે. શિરીષારિષ્ટ વિષવિકારોનો નાશ કરનાર છે.

શ્વેત પુનર્નવાનું મૂળ પુષ્યમાં લાવી પાણીમાં ઘસી પી જવું તો એક વર્ષ સુધી સાપ, વીંછી વગેરે ઝેરી જંતુ એ માણસની પાસે પણ આવતાં નથી.

જ્યાંસુધી કોઇએ પરીક્ષા ન કરી હોય ત્યાંસુધી આવા પ્રયોગોનો પ્રચાર કરવો ઠીક નથી. તેથી પરીક્ષકોએ આવી બાબતની કસોટી કરવી જોઇએ.

## વૃદ્ધિ

અંગ્રેજી વૈદ્યકમાં હાયડ્રોસીલ, વેરીકોસીલ, હર્નિઆ, એલીફન્ટીએસીસ ઓફ સ્ક્રોટમ વગેરે નામથી ઓળખાતા વ્યાધિઓ કે જેમાં અંડકોષ વધવા પામે છે તે બધાને આયુ

વૈદ્દે વૃદ્ધિ નામથી ગણાવી તેના દોષાનુસાર ત્રણ વિભાગો અને રક્ત જ વૃદ્ધિ, મૂત્ર વૃદ્ધિ અને અંત્ર વૃદ્ધિ એમ છ વિભાગો પાડયા છે.

અંત્રવૃદ્ધિ તે હર્નિઆ.(Hernia) મૂત્રવૃદ્ધિ (Hydrocele) રક્તજવૃદ્ધિ (Hæmatocele), કફજવૃદ્ધિ (Eliphantiasis of scrotum) એમ મનાય છે.

ફલકોષમાં જ્યાં લગી આંતરડુ ઉતર્યું ન હોય ત્યાં લગી એની ચિકિત્સા વાતવૃદ્ધિ જેવી કરવાથી સફળતાની આશા રહે છે ઉતરવા માંડેલું આંતરડું છેક ન ઉતરે એ માટે ઉતરવાની જગ્યાએ ડામ દેવડાવવો.

વાતજ અંડવૃદ્ધિમાં ગુગળનો પ્રયોગ કરાવવો. ગોમૂત્રની સાથે ગુગળ અથવા એરંડિયું પાવું. ખરેટીમાં સિદ્ધ કરેલું દૂધ એરંડિયા સાથે પીવા આપવું.

વાયુ અને કફથી થયેલ વૃદ્ધિમાં ત્ર્યૂષણાદિ કવાથ પાવો. આ ઉકાળામાં જવખાર બે માષા નાખવો. સિંધાલુણ, મીઠું અને સંચળ ત્રણે મળી એક માશો નાખવું. પછી ઉકાળો પી જવો.

ઇન્દ્ર વારૂણીના મૂળને એરંડિયામાં બારીક પીસીને ગાયના દૂધની સાથે ત્રણ દિવસ લેવું. એકાદશાયસલોહ રોજ બે રતિની માત્રામાં લેવો. એરંડપાક રોજ પાંચ માશા ખાવો. શશિશેખર રસની માત્રા એક રતિ છે.

અસાધ્ય અંત્રવૃદ્ધિમાં પણ વૃદ્ધિવાધિકાવટિકા લેવા કહ્યું છે માત્રા એની ત્રણથી ચાર રતિ છે. બૃહદ્દંતી ઘૃત એક તોલા સુધી રોજ પીવું. બૃહન્મંદાર તેલ વાયુ, પિત્ત અને કફની વૃદ્ધિ ઉપર સારૂ છે.

રાસ્નાદિ કવાથમાં નવટાંક એરંડિયું મેળવીને પી જવો. ભક્તોત્તર ચૂર્ણની માત્રા હમેશ બેથી ત્રણ વાલ ખાધા પછી લેવી. દારૂ હળદરનું ચૂર્ણ રોજ પાવલી પાવલીભાર ગોમૂત્રની સાથે પી જવું.

ત્રિવૃતાદિ ઘૃત રોજ પીવા માટે આ રોગમાં વાપરવું. એક રૂપિયાભાર સુધી પી શકાય. હમેશ સવાર સવારમાં ચવિકાસવ સવા તોલાથી શરૂ કરી પીવા માંડવો વધતાં વધતાં ચાર પલ સુધી ચઢવું. દ્વિજીરકાદ્ય તેલ પણ પીવા અપાય

લેપ માટે તર્કારિકાદિ લેપ વાપરવો. આ લેપને પાણીમાં લસોટી ખદખદાવીને ચોપડવો. ત્રિફલાદિ લેપને કાંજીમાં વાટી ગરમ કરીને લગાવવો. પુનર્નવાદિ લેપ પણ એજ રીતે કરવો. ભારંગમૂળપાણીમાં ઘસીને ચોપડવા વપરાય છે.

યવાદિ લેપ અને લાક્ષાદિ લેપ કાંજીમાં પીસીને થોડા ઘણો ગરમ કરી ચોપડવો. શંબૂક યોગ પણ લેપ માટે આપવામાં આવે છે.

વૃદ્ધિના કોઈ પણ પ્રકારમાં શતપુષ્પાદ્ય ઘૃત આપવું.

ગમે તેવા જુના વૃદ્ધિના રોગમાં પણ હરિતકયાદિચૂર્ણ આપવું. હંમેશ અડધો તોલો ચૂર્ણ લેવું ઉપર નવાયુ પાણી પી લેવું.

## વ્રણ

वृणोति यस्मादूढेऽपि व्रणवस्तु न नश्यति।
आदेहधारणात्तस्माद् व्रण इत्युच्यते बुधैः ॥

રૂઝાવા છતાં વ્રણનું ચિન્હ જીવતાં સુધી જતું નથી એથી એને વિદ્વાનો વ્રણ નામ આપે છે.

વ્રણના બે પ્રકાર છે દોષજન્ય અને આગંતુ. દોષજન્ય વ્રણોમાં ગડગુમડ અને તેથી પડતાં ચાંદાં વગેરે. અને વાગવા કરવાથી પડતા ઘા આગંતુવ્રણમાં ગણી લેવાના છે. આગંતુ-વ્રણ તાજું હોય ત્યારે તેને સદ્યોવ્રણ કહે છે અને સાત દિવસ પછી તો તેની ચિકિત્સા પણ દોષજવ્રણ જેવી કરવી જોઇએ.

અગ્નિની ઝાળ લાગવાથી અગર ગરમ પાણી કે ગેસના શરીર સ્પર્શથી દાઝયાના પ્રમાણમાં ચામડી લાલ થાય ફોલ્લા થાય કે બળીને વ્રણ પડે.

ગુમડું પાકવા છતાં મ્હો ન થયું હોય અને ફાટે કે ફાડવામાં આવે નહિ તો પરૂ ઉંડુ ખોદે છે એને નાસૂર કહે છે.

વ્રણને સાફ કરવામાં ધ્યાન ન અપાય તો જંતુ પ્રવેશ પામતાં તે દૂષિત બને છે એને દુષ્ટવ્રણ કહે છે.

સદ્યોવ્રણથી ઉપજતી વેદનાની શાંતિ અર્થે મધ અને ઘી અથવા જેઠીમધનું ચૂર્ણ અને ઘી મેળવીને લગાવવું. ગંગેટીનો રસ ઘામાં ભરી દેવો. વેદના શાંત થઈ જશે. ચન્દનાદિ તેલ પણ એજ ઉદેશથી ઉપયોગમાં લેવું. ઘા બાજરીયું ભરવું અથવા કપૂરનું ચૂર્ણ ઘીમાં મેળવી ચપ્પુ વગેરેના તાજા ઘામાં ભરી દેવું. પીડા કે પાક થયા વગર રૂઝ આવી જાય છે. સદ્યોવ્રણ હોય કે નાડીવ્રણ અગર કોઈબી પ્રકારનું વ્રણ હોય અને રક્તસ્રાવ થતો હોય તો રક્તારિરસ એક રતિ લેવો. એમાં સુંઠનું ચૂર્ણ અને ઘી મેળવીને ચાટી લેવું. અને પછી ઠંડુ સાકરનુ શરબત પી લેવું આથી ગમે તેવો રક્તસ્રાવ પણ બંધ થઈ જશે, યોગચિંતામણિના વ્રણહર લેપ વ્રણ પર લગાવવા. વિપરીતમલ્લતેલ વ્રણને નષ્ટ કરે છે. વ્રણરાક્ષસતેલ પણ એ માટે વપરાય.

ગુમડું થયું હોય અને ફાટતું ન હોય તો ફાડવા માટે ડુંગળી બાફીને બાંધે છે. અથવા કબુતરની હગાર, હરડેચૂર્ણ, અને સૈંધવ ચોપડવું. એમ કરતાં એ ન ફાટે તો, કળીચુનો અને ઘી મેળવીને ચોપડતાં જરૂર ફાટશે. ગદાદિ લેપ પણ ગુમડું ફાડી નાખે છે. મોટું ગડ નીકળ્યું હોય અને પકવી ફાડી નાખવું હોય તો ગાયનો દાંત થોડોક ઘસીને એકજ ટીપું એ ગુમડા ઉપર મુકવું, ગુમડું પાકીને ફાટી જશે. ચિર બિલ્વાદિ લેપનો પણ ગુમડું ફાડવામાં જ ઉપયોગ છે. પ્રતિસારણીય ક્ષારનું ટીપું મુકવાથી પણ ગુમડું ફાટે. ગાયના દાંતની માફક હાથી દાંતનો પણ ઉપયોગ થાય. દારૂઠીનું મૂળીયું ઘસીને ચોપડવાથી પણ ગુમડું સારી રીતે ફાટી જશે. યવાદિ લેપ અને શણમૂલાદિલેપ પણ ગુમડું ફાડવા માટે છે.

ગુમડુ ફાટયા પછી પડેલા વ્રણને અથવા કોઇ પણ પ્રકારના વ્રણને ધોવા માટે દશમૂળાદિ કવાથ, પટોલપત્રાદિ-કવાથ, બાવળનો ઉકાળો, લીંબડાનો ઉકાળો અથવા ક્ષીરી-વૃક્ષનો ઉકાળો વાપરવો.

ઉપરોક્ત ઉકાળાથી ફાટેલા ગુમડાને ધોઈ નિમ્બપત્રાદિ-યોગની લુગદી વ્રણ ઉપર મૂકવી અથવા વ્રણ બહુ ઉંડુ હોય તો એક ચીંદરડી (શુદ્ધ) એ ઔષધવાળી કરી અંદર મુકી દેવી. ખાવા માટે દશાકગુગળ અથવા કિશોર ગુગળ આપવો. ત્રિવૃતાદિવટિ પણ વ્રણમાં રૂઝવવા માટે મુકી શકાય. ઘામાં ભીનાશ બહુ રહેતી હોય તો સુકુચૂર્ણ ભભરાવવું તે માટે તાલકાદ્યામષી વાપરવી અથવા પંચ વલ્કલાદિ ચૂર્ણ ભભરાવવું અગર ઘા સુકો હોય તો ઘીમાં કાલવીને ચોપડવું.

વ્રણને ધોઇને સાફ રાખવા પૂરતી કાળજી રહેવાના અભાવે વ્રણ દૂષિત થઈ ગયું હોય તો સ્વર્જીકાદ્ય તેલ સ્વર્જીકાદ્ય ઘૃત અથવા લાંગલી ઘૃત એને શુદ્ધ કરવા વાપરવું. સપ્તાંગ ગુગલ ખાવા આપવો. દરદ ગુટિકા એકેક માશા જેટલી રોજ ખાવી. વિડંગાદિવટિકા ગુગળ ખવરાવવો.

ગમે તેવું જુનું વ્રણ હોય તોપણ હમેશ એમાં મહાકષાય તેલનો ઉપયોગ કરવાથી મટે છે. પારદાદિ મલમ ચોપડવો. ભૂધાત્ર્યાદિતૈલ, અને તાલાદિલેપન કરવું, અને નિર્ગુંડી તૈલનું નસ્ય લેવું. નિર્ગુંડી તૈલનો પીવામાં ઉપયોગ કરવો તેમજ તેનાથી માલીસ પણ કરવું.

ગમે તેવું નાસુર પડયું હોય તોપણ તેની અંદરવર્તિને જાત્યાદિ ઘૃતવાળી કરીને મુકવી. કાસીસાદિ ઘૃતનું પણ માલીસ કરવું અને ચોપડવું તો વ્રણ શીઘ્ર રૂઝાય છે.

ઘણા દિવસનો કાંટો–શલ્ય અંદર ભરાઈ રહ્યો હોય. અને બહાર કાઢવો હોય તો કલિયારીના મૂળનો લેપ વ્રણના મુખ ઉપર કરવાથી કાંટો બહાર નીકળી જાય છે. ગોળને મીઠું બાંધવાથી ઉંડો ગયેલો કાંટો ઉપર ખેંચાઈ આવે છે.

દાઝયા ઉપર સુધાદિ લેપ કરવો. લાંગલીઘૃત લાવીને ચોપડવું. જવને બાળીને બારીક રાખ કરી તેલમાં કાલવીને ચોપડવું. મંજીષ્ઠાદ્યઘૃત લગાવવાથી પણ અગ્નિદગ્ધવ્રણ મટી જાય છે. ધાવડીના ફુલના ચૂર્ણને અળસીના તેલમાં મેળવીને દાઝયા ઉપર ચોપડવું. રૂઝ આવી જશે.

ત્રિફલા અને રેશમી કપડાને માટલીમાં ભરી બંધ કરીને એની ભસ્મ કરવી. એ ભસ્મ તેલમાં મેળવી લેપ કરવો

તુગાક્ષીર્યાદિ લેપને દૂધમાં લસોટી ઘીમાં મેળવી ચોપડવો. રાંધતાં રાંધતાં અંગારો કે ગરમ વાસણ વગેરેથી દઝાયું હોય તો ઘઉંનો લોટ ઉપર ઘસવો. દાળ જેવી ગરમ વસ્તુથી દઝાયું હોય તો આમલીના કુચા અને મીઠું ઉપર ચોળવું.

## શિરોરોગ

માથુ દુઃખવાની ફરિઆદ તો આ જમાનામાં સાધારણ છે. અને એનાં કારણો પણ ઘણાં છે, કબજીઆત, ઉજાગરા, ઝીણા અક્ષરો વાંચવાથી, શરદી લાગવાથી, તાવ વગેરેથી માથુ દુઃખે છે. સિફિલિસ–ઉપદંશ પણ માથુ દુઃખવા માટેનાં અનેક કારણોમાંનું એક છે.

માથુ દુઃખવાના ભેદ પણ જુદા જુદા છે. આંખના રોગથી માથુ દુઃખતું હોય છે તો ભવાં, ભવાંના ઉપરનો કપાળનો ભાગ અને લમણા નીકળી પડતા હોય એવું થાય છે, કેટલીક વાર એકલા લમણાજ દુઃખે છે તો કોઇવાર ફક્ત માથાનો પાછલો ભાગ દુઃખે છે.

જ્યારે ફક્ત આગળથી પાછળ સુધીનું એક બાજુનું અડધું માથું દુઃખે છે ત્યારે તેને આધાશીશી કહે છે.

સૂર્યમુખીનાં ફુલ સૂર્ય ફરે તેમ તેની સામે ફર્યા કરે છે. એવી રીતે સવાર ઉગે એટલે માથુ દુઃખવાની શરૂઆત થાય અને જેમ જેમ સૂર્ય આકાશમાં ચઢે તેમ તેમ માથુ વધુ તીવ્રતાથી દુઃખવા માંડે. સૂર્ય જેમ પશ્ચિમમાં ઉતરતો જાય તેમ માથુ પણ ઓછું ઓછું દુઃખતું જાય અને રાત પડતાં શાંતિ થાય. આ પ્રકારના દુઃખાવાને સૂર્યાવર્ત નામ આપેલું છે.

બધાય દુઃખાવામાં વાયુ, પિત્ત અને કફના પ્રાબલ્ય અનુસાર લક્ષણાદિમાં થોડો ઘણો ફેર સંભવે છે.

પિત્ત દૂષિત થઇને જયારે લોમકૂપમાં સ્થિર થાય છે. ત્યારે વાળના મૂળને બગાડી નાખે છે. વિકૃતિના પ્રમાણે વાળ કાંતો પીળા પડી જાય છે, ધોળા થઈ જાય છે અગર તો ખરી પડવા માંડે છે અને છેવટે ટાલ પડે છે.

કોઈ રોગને કારણે માથુ દુઃખતું હોય તો તે રોગની ચિકિત્સા કરવી એ પ્રથમ કર્તવ્ય છે. કારણ વિચાર્યા વગર કેફિએસ્પિરિન જેવી દવાઓ લેવા દોડવું એ અજ્ઞાન બહુ નુકશાનકારક છે.

શિરઃશૂલાદિવટી એકથી બે ગોળીઓ મધ સાથે આપવાથી શિરઃશૂલને શાંતિ મળે.

અર્ધનારીશ્વર ગુટીકાનું નસ્ય પણ આપી શકાય. ભૃંગરાજતેલથી માથાનો દુઃખાવો મટે છે.

દોષો વધી જવાથી માથુ દુઃખવા આવ્યું હોય એમ લાગે તો કરંજાદિ શીર્ષરેચન સુંઘવું એથી નાકદ્વારા દોષો સ્રવી જશે અને માથુ હલકું થશે.

શિરઃશૂલમાં ગોળ અને સુંઠનું ચૂર્ણ મેળવી તેનું નસ્ય આપવું કનકતેલનું નસ્ય દેવું. કુષ્ઠાદિ લેપ છાસમાં લસોટી ગરમ કરીને ચોપડવો. કૃષ્ણાદિ લેપ માથાની પીડાને જલદી શાંત કરે છે.

આધાશીશીમાં છિન્નાદિ કવાથ ગોળ નાખીને પીવો. ગાંધાર્યાદિ ઘૃતનું નસ્ય આપવું. આધાશીશી ઉતરી જશે. ગિરિકર્ણિકા નસ્ય અને ગુડાદિ નસ્ય પણ આધાશીશીમાં વાપરી શકાય.

માથે પિત્ત ચઢી ગયું હોય તો ચન્દનાદિ લેપ દૂધમાં લસોટીને ચોપડવો અને એજ લેપ નાખીને રાખી મુકેલા પાણીની માથા ઉપર ધાર કરવી.

ભવાં ઉપર, લમણામાં પીડા બહુ થતી હોય તો ગુંજાતેલ ચોળવું.

આધાશીશી હોય અથવા માથું કંપ્યા કરતું હોય અથવા ગમે તેવું માથું દુઃખતું હોય તો અણુતેલનાં ટીપાં નાકમાં નાખવાં. એકાંતરે આ નસ્ય આપવું. આ રીતે સાત દિવસ નસ્ય આપવું.

સૂર્યાવર્તમાં કુંકુમાદ્ય ઘૃત ગરમ કરીને હંમેશ થોડું થોડું નાકમાં નાખવું.

વાળ ખરી પડતા હોય તો. માથામાં નાખવા માટે ભૃંગરાજ તેલ વાપરવું. આમળાંથી નહાવું અને આમળાનું તેલ માથે નાખવું.

ચંદનાદિ તેલનું દરરોજ નસ્ય આપવું. ગુંજા પત્રાદિ લેપ માથે કરવો અને એના પાણીથી માથે નહાવું.

ત્રિફલાદિ તેલ માથે લગાવવું ઉપર કારેલીનાં પાન મુકવાં અને કપડાથી માથું બાંધી રાખવું. બીજે દિવસે માથું છોડી ત્રિફલાના ઉકાળાથી વાળ ધોઇ નાખવા અને વળા પાછું ત્રિફળા તેલ માથે નાખી ઉપર કહ્યા મુજબ કપડું બાંધી દેવું. આ રીતે સાત દિવસ પ્રયોગ કરવો. તે દરમિયાન પવન ના આવે એવા ઠેકાણે રહેવું. ખાવામાં દૂધજ લેવું. આ રીતે કાળા થયેલા વાળ જીંદગી ભર કાળાજ રહેશે. પ્રયોગ અજમાવવા યોગ્ય છે.

શિરોરોગ માટે બીજા પણ પ્રકીર્ણ પ્રયોગો છે. ચન્દ્રકાન્ત રસની બે રતિથી ચાર રતિ માત્રા મધમાં મેળવીને લોહપાત્રમાં રાખીને ખાવી. સાત દિવસ સુધી આ પ્રયોગ કરવાથી સૂર્યાવર્તાદિક શિરોરોગ મટી જાય છે.

માથામાં કૃમિની શંકા હોય અને ભવાં દુઃખતાં હોય તો તામ્બૂલાદિ નસ્યને પાણીમાં ઘોળીને નાકમાં ટીંપાં પાડવાં.

ધાન્યાદિકવાથ પીવો. સૂર્યાવર્ત અને આધાશીશી માટે સારો છે.

હંમેશ નિમ્બાદિ ગુગળનું સેવન કરવું. વાયુ અને કફથી થતી ભયંકર મસ્તક પીડા પણ આનાથી મટે. ગુગળ ખાઇ ઉપર ઉનું પાણી પીવું. ઉષ્ણ અને સ્નિગ્ધ પદાર્થો પથ્ય છે.

આધાશીશી વગેરે મસ્તક પીડામાં દેવદાર્વાદિ ઘૃતનું નસ્ય લેવું.

ઘણા વખતથી વાળ ધોળા થયા હોય તોપણ એક મહિના સુધી લીમડાના તેલનું નસ્ય લેવું અને ફક્ત ગાયનું દૂધ પીવું તો વાળ કાળા બને એવો પ્રયોગ છે. શ્રદ્ધા રાખી કરી જોવો.

નીલોત્પલાદિ લેપ પાણીમા લસોટી વારંવાર ચોપડવાથી ટાલ પડી હોય તો જતી રહીને વાળ આવે.

નવસારને કળીચુનાનું મિશ્રણ શીશીમાં ભરી રાખ્યું હોય તે સુંઘવાથી માથું ઉતરે છે.

જાસુદનાં ફુલનો રસ અને તેની બરોબર મધ મેળવવું, એક મહિના સુધી એનાં નાકમાં ટીંપાં નાખવાં. બીજાં સેંકડો ઔષધોથી પણ ન આરામ થયો હોય એવા પળીયાંના રોગમાં

આ દવા અજમાવવાથી એનો અવશ્ય નાશ થાય છે એવો પણ પ્રયોગ છે.

વાતાદિક દોષથી થતી શિરની પીડામાં શિરોવજ્ર રસની ગોળીઓ બકરીનું દૂધ, ગાયનું દૂધ અથવા મધ લઈને હંમેશ ખાવી.

માથામાં ચળ આવતી હોય, વાળ ખરતા હોય, અથવા માથું દુઃખતું હોય તો કર્પૂર તૈલની માલીસ કરવી.

## શીતપિત્તોદર્દાદિ

શરીરે ચામડી ઉપર ભમરી કરડી હોય એવી જાતનાં ઢીમડાં ઉપડી આવે છે.

પહેલાં તરસ, અરૂચિ, અંગ ભારે લાગવું આંખ લાલ થઈ આવવી વગેરે લક્ષણો થઈ આવે છે અને પછી ઢીમડાં ઉપડી આવે છે.

શીતપિત્તમાં વાયુ પ્રબળ હોય છે અને ઉદર્દમાં કફની પ્રબલતા હોય છે. બાકી ચળ આવવી, રતાશ માલુમ પડવી ઉષ્ણતા વધવી એ લક્ષણો તો સામાન્ય જણાય છે.

વમનનો પ્રયોગ આપ્યો હોય અને સારી રીતે ઉલટી ન થવાથી કફ અને પિત્તના પ્રકોપથી ઉત્કોઠ અથવા કોઠ થાય છે.

કાળી પાટનું સત્વ, મંજીષ્ઠાદિકવાથ, ત્રિફલાદિકવાથ, સારિવાદિકવાથ, સારિવાદ્યરિષ્ટ, અમૃતાદિકવાથ, ગળોનો રસ, ત્રિફલાદિ વિરેચન વગેરે રસ અને રક્તની શુદ્ધિ કરે એવાં ઔષધ આપવાં.

લીમડાનાં પત્તાં ઘી સાથે અથવા લીમડાનાં પત્તાં અને

આમળાં સરખે ભાગે લેઈ ઘી સાથે એનું સેવન કરવું. ચૂર્ણની માત્રા ચાર આનીભારથી અડધા તોલા સુધીની છે.

યવાન્યાદિ યોગ બે વાલના પ્રમાણમાં રોજ ખાવો. સરસીયાની શરીરે માલીસ કરવી. છાણાંની રાખ ચોળવી.

યષ્ટ્યાદિકવાથ પીવો. આ કવાથની માત્રા આખા દિવસની સવા પાશેર છે એમાં બે ત્રણ વાલ લીંડી પીપરનું ચૂર્ણ નાખીને પીવું.

હરિદ્રાખંડ તો. ০।।) હમેશ ખાવાથી એક સપ્તાહમાં શીતપિત્ત, ઉદર્દ, કોઠ વગેરે મટી જાય છે. ઉપર ગરમ પાણી પીવું.

સિદ્ધાર્થાદિ ઉદ્વર્તનનાં દ્રવ્યોના ચૂર્ણમાં સરસિયું મેળવીને શરીરે ચોળવું.

દૂર્વા અને હળદરનુ ચૂર્ણ ભેગું કરવું. એ બેઉનો શરીરે લેપ કરવો.

## શૂલ

न वातेन विना शूलम्

શૂળ એટલે ચસકા અથવા સણકા. ચસકા પછી અનેક પ્રકારના હોઇ શકે. વીજળીનો જાણે આંચકો આવતો હોય એમ શૂલ આવતાં એ અંગને એકદમ કામ કરતું બંધ કરવાની માણસને ફરજ પડે છે. છાતીમાં કે પડખાં જેવાંર થળે શૂળ આવતાં શ્વાસોચ્છવાસ પણ લઇ શકાતા નથી. વાયુ, પિત્ત અને કફને લક્ષમાં રાખીને વિચારીયે તો વાયુના પ્રકોપ વગર શૂલ હોઈ શકેજ નહિ. પછી ભલેને વાયુનો પ્રકોપ સ્વતંત્ર રીતે થયો હોય અગર તો બીજા કોઈ દોષના પ્રકોપ

મારફત થયો હોય અને આ દષ્ટિબિન્દુ ચિકિત્સા કરતી વખતે બહુ ઉપયોગી છે. દષ્ટિબિન્દુ ફેરવતાં શૂલ અનેક કારણોથી થતું હોવાનુ જણાય છે.

વાછુટ ન થવાથી, ઝાડો સાફ ન આવતાં, પેશાબ ન થવાથી, અજીર્ણ થવાથી, બહુ ખાવાથી, ભુખમાં પાણી પીવાથી, ઉગી નીકળેલાં અનાજ ખાવાથી. એવાં એવાં કારણો શૂલ ઉત્પન્ન કરે છે.

વાયુપ્રધાન શૂળ હોય તો પેટ ઉપર ખીરની પોટીસ બાંધીને શેક કરવો અને છાશમાં સંચળ નાખીને પીવું. મદ્યપાનથી વાયુનું શૂળ તો તરત મટી જાય છે. જેમકે પેટમાં શૂળ આવતું હોય તો ખાધા પછી કુમાર્યાસવ પાણી સાથે આપવો. ભૂખથી વાયુ વધીને શૂળ આવતું હોય તો થોડુંક હલકું ભોજન કરી લેવું.

પિત્તના શૂળમાં પેટ ઉપર ઠંડા પાણીથી ભરેલો લોટો ભરી ફેરવવો. બરફના કકડા ચૂસવા અથવા બરફમાં ઠંડુ કરેલું સોડાવોટર પીવું.

કફના શૂળમાં ઉલટી કરાવવી. અને શેક કરવો આદુ, સુંઠ, ચિત્રકમૂળનું ચૂર્ણ વગેરે આપવાં.

શરીરે ક્યાંક ચસકો આવ્યો હોય તો નારયણ તેલ, વિષગર્ભતેલ ચોળવું, સાબરશ્રૃંગ ઘસીને ચોપડવું, એરંડાનાં પાન કે ધંતુરાનાં પાન મુકીને શેક કરવો.

શ્રૃંગભસ્મ અકેક વાલ સવાર બપોર સાંજ મધ, પીપર સાથે લેવી.

ઘોડાની લાદનો રસ અને હીંગ મેળવીને પીવાં.

શંખદ્રાવનાં બેથી પાંચ ટીંપાં પાણીમાં નાખીને પીવાં.

વૈશ્વાનર લોહ ચાર રતિ લેવાથી ગમે તેવું શૂલ મટે છે. હૃદયનું શૂળ, ગોળા સાથે આવતું શૂળ વગેરેમાં જમ્બીરદ્રાવ અડધો તોલો પાણીમાં મેળવીને પીવા આપવું. શૂલગજેન્દ્ર તેલથી ઉપદ્રવ યુક્ત શૂલ પણ નષ્ટ થાય છે.

શુલ્બસુંદરરસ બે રતિ મધ અને ઘી સાથે ચાટી જવો. ઉપરથી સૈંધવ, જીરૂં અને હીંગ સમભાગે લઈ મધ અને ઘીમાં ચાટી જવાં. એમ કરવાથી વાયુ અને કફથી થનારાં પક્તિશૂલ (અનાજ પચતાં થતું શૂલ) મટી જાય છે.

શૂલકુઠારરસની બબ્બે રતિની ગોળીઓ બબ્બે લેવી અને કાળાં મરીના ચૂર્ણ સાથે અથવા આદાના રસ સાથે એનું સેવન કરવું તો શૂલ મટશે.

શૂલકેસરીરસ અથવા શૂલગજકેશરીરસ પાનમાં બે રતિભાર મુકીને પાન ચાવી જવું. પછીથી હીંગ, સુંઠ, મરી, જીરૂં અને વજ સમાન ભાગે મેળવી તે ચૂર્ણ શરીર બલ વગેરેનો વિચાર કરી બે આનીભારથી સવા તોલાભાર લઈને ગરમ પાણી સાથે પી જવું. આ પ્રયોગ કરવાથી અસાધ્ય જેવું લાગતું શૂલ પણ બેસી જશે.

શૂલગજકેસરીગુટીકાની ગોળીઓ પાણી સાથે ઉતારી જવી.

શૂલદાવાનલરસની ગોળીઓ રોજ લેવી

કુક્ષિશૂલ, હૃદયશૂલ, પાર્શ્વશૂલ વગેરે શૂલોમાં શૂલરાજલોહ બબ્બે વાલ સવાર સવારમાં ઠંડા પાણી સાથે પી જવો.

છાતીમાં શૂળ મારતું હોય તો સર્વાંગસુંદરરસ એક વાલ માત્ર સુંઠ અને ઘી સાથે ચાટી જવો.

જેમાં ક્ષારો આવતા હોય એવાં ચૂર્ણોમાંથી યોગ્ય લાગે તે વાપરવાં.

લવણ ભાસ્કરચૂર્ણ અને હિંગાષ્ટક મળીને અડધોતોલો પાણી સાથે ફાકી જવાં.

ફક્ત શિવાક્ષાર પાચન તો. ૦। પાણી સાથે પી જવાથી પણ શૂળને રાહત મળે.

અગ્નિકુમાર વા. ૧ કણા વા. ૧ અને ગોદંતી વા. ૧ મધ સાથે ચાટવાં શંખભાસ્કર રસ એકવાલ માત્ર માખણમાં મેળવીને ખાવો.

એકજ કુબેરાક્ષ ( કાંચકા )નો ગોળો શૂલનો નાશ કરવા સમર્થ છે તો પછી તેમાં હરડે, સંચળ અને હીંગ મેળવી લેવામાં આવે તો તો કહેવાપણું હોયજ શેનું ? એકથી બે વાલ કુબેરાક્ષની માત્રા છે અને તેની સાથે લેવાનું ચૂર્ણ એકથી બે આનીભાર જેટલું મેળવવું.

શ્રોણિ, સાથળ, ગુહ્યભાગ, હૃદય અને સ્તનમાં શૂળ થતું હોય તે માટે એરંડ સપ્તક કવાથ તૈયાર કરવો અને એમાં બબે વાલ જવખાર અને સૈંધવ, એક રતિ હિંગ અને રૂપિયાભાર એરંડિયું નાખીને પી જવું.

પાંસળીમાં, હૃદયમાં કે બસ્તિમાં શૂળ મારતું હોય તો બીજોરાંનો રસ મધ અને જવખાર સાથે પીવો.

પીપર, હરડેદળ અને લોહભસ્મ સમાન ભાગે મેળવી તેમાંથી એકેક વાલ ચૂર્ણ સાકર અને મધ સાથે ખાવાથી ભયંકર પરિણામશૂલ પણ દૂર થઈ જાય છે. ખોરાક પચી રહેતાં ઉપજતા શૂલને પરિણામશૂલ કહે છે.

## શોથ

શોથ, શોફ, શ્વયથુ એ બધાં નામોથી સંસ્કૃત વૈદ્યક સાહિત્યમાં ઓળખાતા રોગને આપણે સોજો કહિયે છિયે.

સોજો ઘણાં ઘણાં કારણોથી થઇ શકે છે. વાયુ વગેરે દોષો કુપિત થઇને સોજો થઈ આવે છે. વાગવાથી, બળવાથી એવાં અન્ય આગંતુ કારણોથી પણ સોજો આવે છે. કંઈ મચ્છર, માખી જેવું કરડી જાય ત્યારેય સોજો આવે છે.

ચામડી ઉપર જેમ સોજો આવે છે તેમ શરીરની અંદરના અવયવોમાં પણ સોજો આવે છે. ભીલામાં જેવી વસ્તુ ચામડીને લાગી જાય તોપણ સોજો આવે છે. હૃદયરોગ મૂત્રપિંડનો રોગ વગેરે રોગવશાત્ પણ સોજા ચઢી આવે છે.

અભ્રકાદિવટી એકથી બે ગોળી મધ સાથે સવાર બપોર સાંજ એમ દિવસમાં ત્રણ વખત આપવી.

હૃદયની નબળાઈથી અગરતો પાંડુ કે કમળાના રોગમાં જણાતા હાથ પગના સોજામાં ઉદયભાસ્કર રસની એકથી બે ગોળીઓ દિવસમાં ત્રણ વખત આદાના રસ સાથે આપવી.

હૃદયના અને ફેફસાંના વ્યાધિઓમાં આગળ ઉપર આવતા સોજામાં તામ્રપર્પટી અપાય, અજીર્ણજન્ય સોજામાં પણ ઉપયોગી ખરી. રતિ એકથી વાલ એક સુધી સવાર સાંજ મધમાં ચટાડવી.

ઝાડા અને સંગ્રહણીમાં અશક્તિના સોજા આવી ગયા હોય તેમાં દુગ્ધવટીનો પ્રયોગ કરાવવો. એકથી બે ગોળી મધ સાથે દિવસમાં ત્રણ વખત આપવી. અને દરદીને દૂધ ઉપર રાખવો.

પ્રાણુવલ્લભ રસ એકથી બે ગોળી સવાર સાંજ આપવી. શોથોદરારિલોહ એકથી બે વાલ દૂધ અથવા મધ સાથે આપવો.

મધ, ઘી અને પીપર સાથે એકેક રતિ તામ્રભસ્મ દરરોજ આપી હોય તો સોજામાં સારૂં કામ કરે છે.

પુનર્નવાદિ ગુગ્ગુલ બેથી ચાર ગોળી સવાર સાંજ આપવી. દોષઘ્ન લેપ છાશમાં વાટીને ચોપડવો. સોજામાં ખાસ ઉપયોગી છે. પુનર્નવાદિ કવાથ હમેશ પીવો. એનામાં મૂત્રલ ગુણ બહુજ સુંદર છે. અને મૂત્રલ દ્રવ્યો શોથ મટાડવામાં બહુ સારાં માનેલાં છે.

ઉશીરાસવ જમ્યા પછી એકથી બે તોલા પાણી સાથે આપવો. વળી ગુડાર્દ્રકયોગ, ગોમૂત્રમંડુર, ગંડીરાદિ અરિષ્ટ, ત્રિનેત્રાખ્ય રસ, દાર્વાદિ કલ્ક, દેવદ્રમાદિયોગ, દશમૂલ તેલ, પંચામૃત રસ, રસાભ્રમંડુર, હરીતકી અવલેહ વગેરે દવાઓ પણ યોગ્ય લાગે ત્યારે વાપરવી.

પાંડુ અને દારૂણ શોથ હોય તો તેમાં શોથારિ ચૂર્ણ બીલીપત્રના રસની સાથે હમેશ સવારમાં લેવું. અથવા સુવર્ણ સમક ચૂર્ણ દરરોજ બે ત્રણ આનીભાર લેવું.

શોથકાલાનલ રસની એકેક ગોળી સવારમાં એખરાના રસ સાથે લેવી તો શોથનો અવશ્ય નાશ થાય છે.

ખાસ સંગ્રહણીમાં સોજા આવી ગયા હોય ત્યારે શોથભસ્મલોહ સારૂં કામ આપે છે. બે રતિ રોજ મધમાં લેવી.

ભલ્લાતક શોથાન્તક લેપથી ભીલામાનો રસ લાગવાથી થયેલ સોજો બેસી જાય છે.

અથવા જેઠીમધ અને તલ સમાન ભાગે લઈને બન્નેને એકત્ર મેળવીને દૂધની સાથે ખૂબ બારીક લસોટી નાખવું પછી એમાં માખણ મેળવી ચોપડવું. ભીલામાનો સોજો મટશે.

સમુદ્રશોષણ તેલની માલીસ કરવાથી સોજા શાંત થશે.

## શ્લીપદ-હાથીપગું.

હાથીપગું જંતુજન્ય વ્યાધિ છે. એ જંતુઓ જુનાં પાણીમાં રહે છે. આજે એવું મનાય છે. આજથી આશરે અઢી હજાર વર્ષો અગાઉ પણ જે માન્યતા હતી તે હુબહુ આને મળે છે સુશ્રુત સંહિતામાં કહેલું છે કે, જે દેશોમાં જુનાં પાણી બહુ હોય, અને બધી રૂતુઓમાં જે દેશ શીતળ રહેતા હોય, તેવા દેશોમાં ખાસ કરીને શ્લીપદ થાય. એ જંતુઓ હોજરીમાંથી અન્નના રસની સાથે શરીરમાં ફરવાનું શરૂ કરે છે અને નીચેની બાજુ પગમાં ઉતરે છે ત્યાં રસની વૃદ્ધિ થાય છે, પગ વધે છે. અને હાથીના પગ જેવો જાડો થઇ જાય છે. વાયુ, પિત્ત વગેરે ગૌણરૂપમાં હોય પરંતુ આ વ્યાધિ વાસ્તવમાં તો કફનોજ ગણાય.

શ્લીપદ પગમાંજ થાય એવું કંઈ નથી. હાથમાં પણ થાય. કાન, આંખ, નાક, હોઠ વગેરેમાં પણ થાય. શ્લીપદને અંગ્રેજીમાં એલીફન્ટીએસીસ (Eliphantiasis) કહે છે. અને એમના મત મુજબ મુષ્કનું પણ શ્લીપદ (Eliphantiasis of the scrotum) સંભવે છે.

વાયુનું શ્લીપદ હોય તો ઘુંટીની ઉપર ચાર આંગળ ઉંચે નસનો વેધ કરવો.

પિત્તના શ્લીપદમાં ઘુંટીની નીચે સિરાવેધ કરવો.

કફજશ્લીપદમાં અંગુઠાની વચમાં વેધ કરવો.

નિત્યાનન્દ રસની એકથી બે ગોળી દરરોજ સવાર સાંજ શીતલ જલ સાથે આપવી.

એરંડીયામાં શેકેલી હીમજો અથવા મોટી હરડે સાત દિવસ સુધી ગોમૂત્રની સાથે પીવી.

કણાદિવટી એક એક વાલની ગોળીઓ વાળી હોય તો એકેક ગોળી હમેશ કાંજી સાથે પીવી.

ગુડુચ્યાદિચૂર્ણ (ગળો-સુંઠ-દેવદાર) ગોમૂત્ર સાથે અથવા સરસિયા સાથે પીવાથી શ્લીપદ મટશે.

ખેરસાર, પદ્મકાષ્ટ અને જેઠીમધનું આશરે પોણો તોલો ચૂર્ણ અને ચક્રેશ્વરરસ ત્રણ વાલ ગોમૂત્ર સાથે પીવો જોઇએ.

દંતીઘૃત એવું ઉગ્ર રેચક છે કે એમાંથી એક ટીંપું પાવાથી પણ રેચ થઇ જઇને દુ:સાધ્ય શ્લીપદ રોગ પણ મટે.

ધાત્ર્યાદિઘન ગુગળ રોજ સવા તોલો લીધા કરવો.

ત્રણથી ચાર વાલ પથ્યાદિ ગુગળ ગોમૂત્ર સાથે લેવો.

એક વર્ષનું જુનું શ્લીપદ અને દાદર પણ હળદરનું ચૂર્ણ ગોળમાં મેળવીને ગોમૂત્ર સાથે પીવાથી મટે છે.

બૃહદ્વૃદ્ધદારૂકસમચૂર્ણ અડધા તોલાથી સવા તોલા સુધી કાંજી સાથે પી જવું. શ્લીપદ અને સ્થૂલતા પણ મટે છે, પરેજી આમાં નથી. દવા પચે એટલે ભાવે તે ખાવું.

ત્રણ વાલ કાંકાદન્યાદિ ક્ષાર પાણીમાં પીવો.

કામદેવ રસ રોજ ચાર રતિ લેવો અનુપાન માટે વાયુના શ્લીપદમાં છાશ ભાત આપવાં. પિત્તમાં મગનું પાણી અને

કફમાં સુંઠ, સૈંધવ આપવાં. દહીં, શીખંડ જેવા સ્રોતોમાં રોકાણ કરે એવા પદાર્થો ખાવા દેવા નહિ.

જામી ગયેલું શ્લીપદ પણ ધોળા આકડાના મૂળની છાલને કાંજીમાં ઘસીને ચોપડવામાં આવે તો મટી જાય છે.

ધત્તૂરાદિલેપ પાણીમાં લસોટીને લગાવવાથી જુનું દુઃસાધ્ય શ્લીપદ પણ મટે.

ચિત્રાનું મૂળ અને દેવદારને ગોમૂત્રમાં બારીક લસોટીને ચોપડવાથી શ્લીપદ ઘટતું જાય છે.

સરસવ અને સરગવાની છાલનો ગોમૂત્રમાં વાટીને સારો કલ્ક કરવો. એને અગ્નિ ઉપર ઉનું કરીને શ્લીપદ ઉપર ચોપડવું.

## શ્વાસ

શ્વાસ તો સૌ કોઈ લે છે છતાં રોગી નથી હોતા. શ્વાસ શબ્દ જ્યારે રોગના ઉદ્દેશથી વપરાય છે. ત્યારે તે કંઈ વધુ સૂચક હોય છે. પ્રાણવાયુનું વહન કરનાર શ્વાસપથના માર્ગમાં જ્યારે કફ આડે આવે છે ત્યારે નૈસર્ગિક શ્વાસ પ્રક્રિયાને વાંધો આવે છે અર્થાત્ પુરતા પ્રમાણમાં પ્રાણવાયુ લઈ શકાતો નથી અને જરૂરીયાત તો ઉભીજ રહે છે. એ ખોટ પુરી પાડવા ફરીથી મનુષ્ય શ્વાસ લે છે અને એ પણ અધુરો. આમ દર શ્વાસે રક્તશુદ્ધિ માટેની પ્રાણવાયુની જેટલી જરૂર છે તેટલા પ્રમાણમાં વાયુ શરીરમાં નહિ પહોંચવાથી ઉભી થયેલી પ્રાણવાયુની ઉણપને સમેટી લેવા કુદરત જે પ્રયત્ન કરે છે તે શ્વાસ. આ વસ્તુ વસ્તુતઃ વિકૃતિજન્ય હોઈ એને રોગ કહેવાય છે.

શ્વાસનો રોગ ફેફસાંના ન્યુમોનિયા, ક્ષય જેવા રોગોમાં ઈન્ફ્લુએંઝા જેવા તાવમાં, હૃદયરોગ, જલોદર, લીવરના રોગ વગેરે અનેક રોગોમાં ઉપદ્રવરૂપે પણ હોય છે.

અન્ય રોગોના ઉપદ્રવ શિવાયનો શ્વાસરોગ કફપ્રધાન હોય છે. મહાશ્વાસ અને છિન્નશ્વાસ જેવા શ્વાસના પ્રકાર તો માણસ મરણ દેખી રહ્યો હોય ત્યારે સંભવે છે અને એ પ્રાણહર છે. ક્ષુદ્રશ્વાસ સહેલઈથી મટી શકે છે.

જ્યારે શ્વાસમાં પિત્તનો અનુબંધ થાય છે ત્યારે દરદીને તાવ પણ લાગુ થાય છે એને તમકશ્વાસ કહે છે આપણે એ શ્વાસને 'દમ' એવા લોકવિખ્યાત નામથી ઓળખીએ છીએ. લોકમાન્યતા એવી છે કે દમ થયો એટલે એ માણસ મરે નહિ લાંબુ જીવે અને દમ મટે પણ નહિ, આ ભ્રમ વમળમાં અટવાઈ જતાં ઘણા લોકો એ રોગની જોઇએ તેવી કાળજી કરતા નથી અને એથી અંતે ન્યુમોનિયા જેવા વ્યાધિ થઈ આવતાં એમના આયુષ્યની અવધનો અકાળે જ અંત આવી જાય છે.

શ્વાસની ચિકિત્સા એટલે વાયુનો પ્રકોપ ન થાય એવી રીતે કફનું નિર્હરણ. અર્થાત્ કફ અને વાયુનો નાશ કરે, ઉષ્ણ હોય અને વાયુને પોતાની ગતિમાં લાવી શકે, એવા પ્રકારનાં અન્નપાન અને ઔષધ આપવાં જોઇએ.

વમન પ્રયોગો, કફને ઓછો કરી નાખે છે. એટલે સ્રોતઃ શુદ્ધિ થવાથી ઠીક રાહત મળે છે. ઝાડો સાફ લાવે તેવાં અનુલોમન દ્રવ્યો દેવાથી શ્વાસ હેઠો બેસે છે. અગ્નિદીપન ઔષધો અગ્નિદીપ્તિ પૂર્વક આહાર રસને ધાતુમાં પરિણમવા સમર્થ બનાવે છે અને મલ રૂપ કફને વધુ પ્રમાણમાં

ઉત્પન્ન થવા દેતાં નથી. આ બધું લક્ષમાં રહેવા દઇ ચિકિત્સા કરવી.

દમવાળાં ધતુરાની બીડી પીએ છે તો તેથી તેમને શાંતિ મળે છે. એવા સામાન્ય પ્રયોગો કરતાં છતાં જ્યારે દમ દૂર ન જ થાય ત્યારે તો આળસ ન કરતાં નીચેના પ્રયોગ કરવા. શરૂથી જ જો થાય તો તો બહુજ સરસ.

શ્વાસકુઠાર રસ વાલ એક, અગ્નિકુમાર વાલ એક અને કાળાંમરીનું ચૂર્ણ વાલ એક હમેશ સવારસાંજ ઘી, મધ અને સાકર સાથે સેવવું.

કુષ્ઠચૂર્ણ એ દમ માટે અચૂક ઔષધ છે. ઘી મધ સાથે આ ચૂર્ણ બએ આનીભાર બેત્રણ વખત દરદનું જોર જોઈને હમેશ આપવું. કફ જાડો હોય અને છુટતાં મુશ્કેલી નડતી હોય તો તેમાં યવક્ષાર, એરંડપત્રક્ષાર, અથવા અપામાર્ગક્ષાર એક એક વાલ મેળવી લેવો.

કુષ્ઠનું પ્રવાહી સત્વ પણ મળે છે તે પણ વાપરી શકાય.

ચરકોક્ત મુક્તાદિચૂર્ણ શ્વાસમાં વાપરવા જેવું છે.

કફકુંજર રસ રતિ એકથી બે મધ સાથે સવાર સાંજ આપવો. કલ્પતરૂ રસની એકથી બે ગોળી આદાના રસસાથે દિવસમાં ત્રણ વખત આપવી.

કફકુઠાર રસ એજ અનુપાનથી દમમાં આપવો. ચન્દ્રામૃત રસ મધ તથા ઘી સાથે બેથી ચાર રતિ રોજ બે વાર દેવો.

તામ્રપર્પટી એકથી ત્રણ રતિ સવાર સાંજ મધ સાથે આપવી. તામ્ર ઉગ્ર હોઈ પિત્ત પ્રકૃતિના દરદીને માફક ન

આવે તો બંધ કરવી. અથવા પ્રવાલ પંચામૃત તેમાં મેળવી આપવી.

ચન્દ્રશેખર રસ બે ગોળી રોજ આદાના રસમાં સવાર સાંજ આપવી.

શ્વાસ હૃદય રોગને અંગે હોવાની શંકા હોય તો શ્વાસ કુઠારાદિ શ્વાસના પ્રયોગની સાથે બૃહત્ સુવર્ણમાલિનીવસંત આપવી.

શ્વાસ ચિન્તામણિ રસ અથવા મહાશ્વાસારિ લોહની એકથી ત્રણ રતિ સવારસાંજ આદાના રસ સાથે આપવી.

સર્વાંગસુંદર રસ એકેક ગોળી હરરોજ મધ સાથે દિવસમાં બે વખત આપવી.

અભ્રકભસ્મ, સાબરશૃંગભસ્મ, તામ્રભસ્મનું યોગ્યમિશ્રણ હમેશ આપવું.

તામ્રસિંદૂર, તાલસિંદૂર, શિલાસિંદૂર, દરદસિંદૂર, ત્રિપુરભૈરવ, મકરધ્વજ, સમીરપન્નગ અને વ્યાધિહરણરસ એ બધાં કૂપીપક્વ રસાયનો છે. એમાંનું કોઈ પણ એક અભ્રક વગેરે શ્વાસહર પ્રયોગો સાથે આપવું.

પુષ્પરાજભસ્મ, અકીકભસ્મ, પ્રવાલભસ્મ, માણિક્યભસ્મ, રાજાવર્તભસ્મ, વગેરે રત્નોની ભસ્મોમાંથી યોગ્ય લાગે તે ઉપરોક્ત કૂપીપકવ રસાયનોમાં મેળવીને આપવી.

મહાશ્વાસહરકષાય શ્વાસમાટે ઉત્તમશાસ્ત્રીય પ્રયોગ છે.

કંટકારી પણ શ્વાસહર તરીકે સરસ છે. તેનું સત્વ પ્રવાહી મળે છે તે વાપરવું. કંટકાર્યવલેહ ઉત્તમ છે. બીજી દવાઓ અપાતી હોય તેની સાથે કંટકાર્યવલેહ અથવા વાસાવલેહ હમેશ એકથી બે તોલા દૂધ સાથે આપવો.

અર્કઅહિફેનાદિગુટીકા એક એક ગોળી મોઢામાં રાખી રસ ચુસવો. દિવસમાં આઠ ગોળી કરતાં વધુ અપાય નહિ તેની કાળજી રાખવી. આથી દમમાં રાહત રહેશે.

ત્રિપુર ભૈરવી ગુટીકા મ્હોંમાં રાખવાથી શ્વાસના રોગમાં કફની મુશ્કેલી દૂર થઈ શકે છે. વીસ પચીસ ગોળીઓ સુધી હમેશ મ્હોંમાં રાખી શકાય છે.

કટુત્રિકાદિ અવલેહ મધ મેળવેલો ચાટવા આપવો.

નિત્ય સવારસાંજ અકેક તોલો ગોળ અને અકેક તોલો સરસીયું ભેગું કરી ખાવું. એકવીસ દિવસનો આ પ્રયોગ કરવાથી શ્વાસરોગનો સમૂળ નાશ થાય છે.

ભાર્ગીગુડાવલેહ અને પારદાદી વટી વાપરવા યોગ્ય છે.

## સ્ત્રીરોગ

પુરૂષોને થનારા પ્રજનનેન્દ્રિયના રોગો બાદ કરતાં બીજા રોગોતો સ્ત્રીઓને પણ થાય. તદુપરાંત સ્ત્રીઓને જે સ્તનના રોગ થાય, યોનિ, ગર્ભાશય, ફલવાહિનીઓ અને બીજકોષના રોગો ગર્ભાવસ્થાના રોગો સૂતિકા રોગો વગેરે રોગો સ્ત્રીરોગો ગણાય છે.

## પ્રદર

પ્રદર એ આજ કાલની સુકુમારાંગીઓનો સામાન્ય રોગ છે. નબળાઈ જવી, શરીરધોવાવું વગેરે શબ્દોથી એ રોગ ઓળખાય છે. રજોદર્શનના ત્રણ દિવસમાં લાલ રંગનો આર્તવ જવો એતો કુદરતી નિયમ છે. શુદ્ધસ્નાન કર્યા પછી પણ હમેશ યોનિમાંથી લાલ પ્રવાહી વહ્યા કરે એ વિકારનું લક્ષણ છે. એ પ્રદર. આમ લોહી વહી જવાથી શરીર બહુ

અશક્ત થતું જાય છે. ફીક્કાશ આવે છે. તાવ પણ શરીરમાં રહ્યા કરે છે. આને રક્ત પ્રદર કહે છે.

કેટલીક સ્ત્રીઓની યોનિમાંથી લાલ પ્રવાહિને બદલે શ્વેત પ્રવાહી વહે છે. આ રોગને શ્વેતપ્રદર કહેવાય એને સોમરોગ પણ કહે છે. રક્તપ્રદર કરતાં આ રોગ સ્ત્રીને બહુ કંટાળો ઉપજાવે છે. જ્યાં બેસે તે જગ્યાએ ચણિયોને સાડીનાં પડ ભેદીને જમીન પર ભીનાશનું ધાબું પડે છે અને એથી સ્ત્રી બહુ શરમિંદી પડી જાય છે.

રક્ત–પ્રદર એ પિત્ત બહુલતાવાળો વ્યાધિ ગણાય. લોહી બંધ કરવા માટે રક્તસ્થંભક, કષાયરસવાળાં ઔષધો, શીતવીર્ય દ્રવ્યો આપવાં જોઇએ.

ચરકોક્ત પુષ્યાનુગ ચૂર્ણ પ્રદર માટે સારૂં છે

ગાયના દૂધ સાથે અથવા શિંગોડાંની રાબની સાથે રોજ ત્રણ ચણોઠીભાર કામદુધા રસ લેવો. આ બહુ ઉત્તમ ઉપાય છે.

ચંદ્રકલા રસની એકથી બે ગોળી દૂધ સાથે સવાર સાંજ આપવી.

જીર્ણ જ્વર સાથે, રક્તપ્રદર હોય તો પ્રદરારિલોહની બે ત્રણ ગોળી સવારસાંજ દૂધ સાથે આપવી.

કમ્મરના દુઃખાવાવાળા પ્રદરરોગમાં પ્રદરરિપુનીગોળીઓ એકથી બે હમેશ બે વખત દૂધ સાથે આપવી.

બૃહત્ સોમનાથ રસ બબે ગોળી સવાર સાંજ મધ સાથે વાપરવી.

બોલપર્પટી અને બોલબદ્ધરસ બન્ને દવાઓ સરસ છે. રક્તસ્રાવ કોઈપણ પ્રકારનો એનાથી અટકી જાય છે.

જસતભસ્મ એકરતિ સવારસાંજ પુષ્યાનુગચૂર્ણ મેળવીને મધ તથા માખણ સાથે આપવી.

ઉપરોક્ત રસોની સાથે પુષ્યાનુગચૂર્ણ અથવા ચન્દનાદિચૂર્ણ બએઆનીભાર આપવું.

સોમનાથરસની બેથી ચાર ગોળી દૂધ સાથે સવારસાંજ આપવાથી સોમરોગ–શ્વેત પ્રદરમાં ફાયદો થાય છે.

હેમનાથરસ હમેશ એકથી બે રતિ વાપરવાથી પણ શ્વેતપ્રદરમાં ફાયદો થાય છે.

દાર્વ્યાદિ કવાથ ગમે તેવા પ્રદરમાટે ઉપયોગી છે. અશોકવૃક્ષની પ્રદરરોગ ઉપરની અસરથી સૌ માહિતગાર છે જ. અશોકારિષ્ટ સવારસાંજ પીવો.

લોધ્ર પણ અશોક જેટલી જ સારી વસ્તુ છે. લોધ્રચૂર્ણ અથવા લોધ્રના સત્વનો ઉપયોગ બીજી દવાઓ સાથે કરવો. જમ્યા પછી લોધ્રાસવ રૂપિયા રૂપિયાભાર પીવા આપવો.

શતાવરી સત્વ અને ધાતકી સત્વ પણ પ્રદર માટે જ છે. કપિત્થાદિકલ્ક અને તંડુલીયક કલ્કનો પ્રયોગ પણ કરવા જેવો છે.

કુમુદાદ્ય ઘૃતનું સેવન પ્રદરમાં હિતાવહ છે. જીરકાવલેહ રોજ એકેકતોલો ખાઈ લઇને ઉપરથી દૂધ પીવું.

હમેશ પાતોલો નાગકેશર છાશમાં વાટીને પી જવું અને ઉપર છાસને ભાતજ ખાવા. ત્રણ દિવસના પ્રયોગથી શ્વેતપ્રદર મટી જાય એવો ઉલ્લેખ છે. અજમાવવા જેવું છે. કશું નુકશાન થવા સંભવ નથી.

ભોંયઆમળીના મૂળનું ચૂર્ણ ચોખાના ધોવણ સાથે બે ત્રણ દિવસ પોવાથી ભયંકર પ્રદરરોગ પણ મટી જાય છે.

અનેક ઉપદ્રવો યુક્ત જુનો પ્રદર હોયતો પુષ્કરલેહ અડધો તોલો રોજ આપવો.

સોમરોગ માટે ધાત્રીઘૃતનું સેવન પણ સારૂં છે.

યોનિશૂળ, યોનિદાહ, અંગદાહ વગેરેથી યુક્ત ગમે તેવો કષ્ટસાધ્ય પ્રદર પણ ન્યગ્રોધાદ્યઘૃતના સેવનથી દૂર થાય.

જ્વર; ફીકાશ, મંદાગ્નિ, અરૂચિથી યુક્ત રક્ત તેમજ શ્વેત પ્રદરમાં પત્રાંગાસવ વાપરવો.

રક્તપ્રદરમાં પદ્મકાદિલેપ યોનિમાં લેપ કરવા માટે ઉપયોગમાં લેવો જોઇએ.

રગત રોહિડાનું મૂળ મંગાવીને તેને પાણીમાં વાટી કલ્ક બનાવવો. એમાં જોઈએ તેટલી સાકર નાખવી અને મધ રેડવું. એ મિશ્રણ પી જવાથી સફેદપ્રદરનો નાશ થાય છે.

એવીજ રીતે, આમળાંનાં બીજ વાટીને મધ અને સાકર મેળવી પી જવાથી પણ શ્વેતપ્રદરનો નાશ થાય છે.

ઉપરના બેઉ પ્રયોગો ફક્ત ત્રણ ચાર દિવસ કરવા પડે છે. કરી જોવા.

કોઈપણ પ્રકારના પ્રદરરોગ માટે વૃષાદિ કવાથ મધ સાથે પીવો.

રસવંતી અને લાખનું ચૂર્ણ સમાનભાગે લઈને એકત્ર કરવું, એ ચૂર્ણ બકરીના દૂધની સાથે પીવું. રક્તપ્રદર માટે આ છે.

રાયણ અને કોઠીના પાનાંના કલ્કને ઘીમાં તળીને ખાવાં. રક્તપ્રદરનો નાશ થાય છે.

રસવંતી અને તાંદળજાના મૂળને સમભાગે ચૂર્ણ કરી મેળવવાં અને બેથી ત્રણઆનીભાર જેટલું લઈ મધમાં મેળવી ચોખાના પાણી સાથે પીવાથી રક્તપ્રદર દૂર થશે.

શિલાજતુ વટીકા ત્રણ વાલના પ્રમાણમાં દાડમના રસ-સાથે, દૂધ સાથે અથવા આસવ કે પાણી સાથે લેવી જોઈએ આ ગોળીઓ ભૂખ્યા પેટે અથવા ખાધા ઉપર ખવાય. રક્ત-પ્રદર એનાથી મટે છે. પલાશાદિ કવાથ મધ મેળવી પાવો.

ખાવાની દવાઓની સાથે કષાયદ્રવ્યોથી યોનિ ધોવી જોઈએ, અને માજુફલવટી જેવી બનાવટોનું યોનિમાં ધારણ કરવું આવશ્યક છે.

## ઋતુદોષ

રજોદર્શન એ તો કુદરતી કાર્ય છે. કુમારીનું શરીર પૂરેપુરૂં ખીલીને ગર્ભ ધારણ કરી શકે એવું થયાની એ આગાહી છે. ઉષ્ણ કટીબંધ અથવા શીતકટિતબંધનાં આબો-હવાની અસર રજોદર્શન ઉપર થાય છે અને એથીજ શીત પ્રદેશમાં મોઢી અને ઉષ્ણપ્રદેશમાં વ્હેલી ઉમરે રજોદર્શનની શરૂઆત થાય છે. છોકરીની ચિત્તવૃત્તિઓ જેટલી સાંસારિક વાસનાઓમાં વધુ વળેલી તેટલી રજોદર્શનની શરૂઆત વહેલી. નાનપણથીજ સારો પૌષ્ટિક ખોરાક મેળવીને લાડકોડમાં મોટી થયેલી કન્યાઓ ઘણીવાર નાની ઉમરે રજસ્વલા થાય છે. આપણા દેશમાં બારથી ચૌદ વર્ષ સુધીમાં કન્યાઓ રજ-સ્વલા થાય છે.

રજોદર્શન શરૂ થયા પછી દર અઠ્ઠાવીસ દિવસે (ચાન્દ્ર-માસે) ૠતુ આવવી એ નિયમ છે, અને આર્તવ પણ જે પ્રમાણે જતું હોય તેટલું નીકળવું જોઇએ.

આર્તવ ઉપર કહ્યા કરતાં વહેલું આવે અથવા મોડેથી આવે. થોડુંજ આવે અથવા આવતાં પીડા થાય. ગર્ભ રહ્યો ન હોય તેમ છતાં બેત્રણ મહિના રહીને વળી આર્તવ આવે એ બધા રૂતુદોષના પ્રકારો ગણાય.

નષ્ટાર્તવ, અલ્પાર્તવ, પીડિતાર્તવ અથવા કષ્ટાર્તવ, એ બધા રૂતુદોષો છે. અંગ્રેજીમાં કહેવાતા ઈરેગ્યુલર મેન્સ્ટ્રૂએશન (Irregular menstruation)ના વર્ગમાં આને મુકાય.

જમ્યા પછી આવી સ્ત્રીઓને સુંદરીસંજીવની પીવા આપવી. અને અટકાવ આવવાના દશ દિવસ અગાઉ રૂતુદોષ સુધારક ગુટિકાની બબે ગોળી સવારસાંજ પાણી સાથે આપવી. બબે ગોળીથી દસ્ત વધુ થતા લાગે તો સવાર સાંજ એકેક ગોળી આપવી.

આર્તવ જેને આવતો અકાળે બંધ થઈ ગયો હોય (નષ્ટાર્તવ) તેવી સ્ત્રી તેની યોનિમાં કિણ્વાદ્યાવર્તિ રાખે તો વળી પાછો એને માસિકધર્મ આવવાનું શરૂ થાય છે.

વજનું સત્વ આપવાથી રૂતુદોષ દૂર થઈ નિયમસર અટકાવ આવવા લાગે છે.

કપાસના મૂળનો ઉકાળો આર્તવની અનિયમિતતામાં ઉપયોગી છે.

મંજીષ્ઠાદિ સત્વ આપવાથી બંધ થયેલ આર્તવ આવવા લાગે છે.

લોધ્રસત્વ આપવાથી અત્યાર્તવનો દોષ મટી જાય છે.

અર્કપુષ્પયોગના સેવનથી સ્ત્રીઓનો માસિકધર્મ સારી રીતે આવે છે.

અનિયમિત થઈ ગયેલા રજોદર્શનને નિયમિત અને શુદ્ધ કરવા માટે કુમાર્યાસવનું સેવન કરાવવું.

રજઃપ્રવર્તની વટી આપવાથી અલ્પાર્તવ, કષ્ટાર્તવ વગેરે રૂતુદોષો દૂર થાય છે.

તમામ પ્રકારના રૂતુદોષ માટે કન્યાલોહાદિ ગુટીકા સારી છે એકથી ત્રણ ગોળી દરરોજ સવારસાંજ આપવી.

આર્તવ આવતાં કષ્ટ થતું હોય અને કેડો ફાટતી હોય તો જયાવટી આપવી.

નષ્ટાર્તવમાં તિલમૂલાદિ ચૂર્ણ પાવલી પાવલીભાર સવાર સાંજ નિત્ય લેવું. અનુપાનમાં તલનો ઉકાળો અથવા ગરમ પાણી ઉપયોગમાં લેવું. અથવા નષ્ટપુષ્પાંતક રસ વાપરવો.

## યોનિરોગ

યોનિ એટલે બાળકને માતાના શરીરમાંથી બહાર આવવાનો માર્ગ અને બહારથી દેખાતા એ અવયવના ભાગ. યોનિમાં બળતરા બળવી અસહ્ય ચળ આવવી માંસની કંદીઓ વગેરે થાય છે.

યોનિમાં દાહ થતો હોય તો પુષ્યાનુગ ચૂર્ણ અથવા ચન્દનાદિ ચૂર્ણ વાપરવું. પ્રવાલ ભસ્મ અથવા સાબરશૃંગ ભસ્મ આપવી.

કોઈ સોયો ઘોંચતું હોય તેવી પીડાને યોનિતોદ કહે છે. તંડુલ કંડનનો ધૂપ યોનિને આપવાથી યોનિતોદ શાંત થાય છે.

યોનિકંદ ઉપર નીચેનો પ્રયોગ કરવો:—

બમણું પાણી નાખીને છાસ તૈયાર કરવી. એ છાશમાં

કડવા તુરીયાનો રસ મેળવીને પી જવું. અને કડવા તુરીયાના ડીંટડાની ધૂણી આપવી. એટલે યોનિકંદ દૂર થઇ જશે.

ગૈરિકાદિચૂર્ણ યોનિમાં ભરવાથી યોનિકંદ નહિ રહે.

યોનિની ચળ મટાડવી હોય તો ગુડુચ્યાદિ ક્વાથનું થોડા દિવસ સેવન કરવું.

ટંકણાદિ ચૂર્ણ ઠંડા પાણી સાથે નિત્ય પીવું એથી યોનિની ચળનો નાશ થશે.

વળી, એ માટે યોનિને હમેશ ઠંડા પાણીથી ધોવી જોઇએ. સ્નેહન કર્મ કરવું, સ્વેદ આપવો અને ઉત્તરબસ્તિઓ (Vaginal douches) આપવા જોઇએ.

યોનિમાં ચિકાશ રહેતી હોય તો તે દૂર કરવા વાસ્તે કાસીસાદિ ચૂર્ણ મધમાં મેળવીને યોનિમાં રાખવું.

વાયુથી યોનિ બગડી જઇને પ્રજા ન થતી હોય તેવી સ્ત્રીને કાશ્મર્યાદિ ઘૃત આપવું જેથી તેનો યોનિરોગ દૂર થાય અને ગર્ભ ધારણ કરી શકે.

યોનિમાંથાંથી ખરાબ વાસ આવ્યા કરતી હોય તે યોનિ દૌર્ગન્ધ્ય કહેવાય છે. જાત્યાદિ ઘૃતની માલીસ કરવાથી દુર્ગન્ધ જાય છે.

ગાઢીકરણ લેપ સુરામાં મેળવીને ચોપડવાથી શિથિલ યોનિ દૃઢ થાય છે.

યોનિની શિથિલતા દૂર કરવા તુંબડીનાં પાન અને લોધ્રનું ચૂર્ણ બેઉ સમભાગે લેવાં. એમને લસોટીને યોનિમાં ચોપડવું.

યોનિની શિથિલતા મટાડવા માટે હરડે અને આંમળાંના ઉકાળાથી નિત્ય યોનિને ધોયાં કરવી.

કુવચનું મૂળિયું આઠગણા પાણીમાં પકાવવું. અને જ્યારે ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ગળી લેવું. એ પાણીથી યોનિ રોજ ધોવાથી યોનિ સંકોચ થાય છે.

યોનિદાહ માટે બે વધુ પ્રયોગો:—

(૧) આમળાંનો રસ સાકર મેળવીને પીવો, (૨) સુરજમુખીના મૂળને ચોખાના ધોવણમાં વાટીને પીવું.

## ગર્ભાશયના રોગો.

સ્રીપુરૂષ સંયોગને અંતે એકત્ર થયેલ રજ અને શુક્રના મેળથી બંધાયેલ ગર્ભને ધારણ કરી બહાર નીકળતા સુધી શરીરમાં રાખનાર અવયવ તે ગર્ભાશય. ગર્ભાશયની અંદર પથરાયલી શ્લેષ્મ કલાની વિકૃતિને પરિણામે સ્રીને ઘણીવાર ગર્ભ રહેતો નથી. એ શિવાય ગર્ભાશયમાં અર્બુદ પણ થઇ શકે છે. ગર્ભાશય એનાં બંધન ઢીલાં પડી જવાને લીધે કોઈ વાર આગળ ખસી આવે છે કોઈવાર પાછળ પડી જાય છે કે પડખે પણ નમી જાય છે. એ સ્થિતિને તપાસીને દૂર કરવામાં ન આવે ત્યાંસુધી સ્રી ગર્ભધારણ યોગ્ય બનતી નથી.

ક્ષીરકાકોલી અને ચોપચીનીના ચૂર્ણની સાથે સુવર્ણ ભસ્મ પાંચ રતિ રોજ સવારસાંજ લેવામાં આવે તો જરૂર ગર્ભાશયને શુદ્ધ બનાવે છે.

રૌપ્યભસ્મ પણ ગર્ભાશયના રોગોમાં ગુણકારી છે. રસસિંદૂર, લોહભસ્મ, શુદ્ધ શિલાજીત અને સુવર્ણમાક્ષિક ભસ્મ, એ બધાંની યોગ્ય માત્રાની સાથે રૂપાની ભસ્મનું સેવન કરવાથી ગર્ભાશયચ્યુતિ તીવ્ર વેદનાવાળી હોય તે પણ સારી થાય છે.

ગર્ભાશયમાં ક્ષત હોય, અંદરથી દુર્ગન્ધિસ્રાવ સ્રવતો હોય, અથવા ગર્ભાશય સંકુચિત હોય તો રસસિંદુર, ટંકણખાર, રૌપ્યભસ્મ હળદરના પાણી સાથે પંદરજ દિવસ પીવાથી ફાયદો થાય છે.

લઘુયોગરાજ ગુગળ સુવર્ણમાક્ષિક અને રૌપ્યમાક્ષિક પણ ગર્ભાશયના રોગોમાં વપરાય છે.

## વંધ્યત્વાદિ

સ્ત્રી અગર પુરૂષ જ્યારે અમુક ઉમ્મરે પહોંચે છે ત્યારે તેમને સંતાન સુખની લાલસા જાગે છે. એ લાલસા એટલી તો ઉત્કટ દશાએ પહોંચે છે કે એની તૃપ્તિ માટે વળખાં મારે છે. દોરાધાગા કરે છે. નિશદિન એનુંજ રટણ કરે છે. છોકરૂં થવુંજ નહિ એને વંધ્યત્વ અથવા વાંઝિયાપણું કહે છે. સ્ત્રીને પ્રજોત્પત્તિ અમુક વર્ષો સુધી ન થાય તો પુરૂષો બીજી પત્ની પ્રજા કાજે કરે છે. પ્રજા ઉત્પન્ન કરવી એ આ સૃષ્ટિનો ઈશ્વરી ઉદ્દેશ છે એ ખોટું નથી. પરંતુ, છોકરૂં ન થાય એટલે સ્ત્રીનોજ દોષ સમજી પુરૂષે ફરી પરણવું એ એક આંખે જોવા જેવું છે. ન્યાયની દૃષ્ટિએ જોતાં વંધ્યત્વ સ્ત્રીનેજ આભારી નથી. પુરૂષ પણ દોષિત હોવા પુરતો સંભવ છે. માટે પુરૂષે પોતાના વીર્યમાં પ્રજોત્પાદક જીવાણુઓ છે કે નહિ તેની પરીક્ષા કરાવ્યા વિના ફરી પરણી લેવાની ભૂલ કરવો ઠીક નથી.

એકાદ છોકરૂં થયા પછી ઘણી સ્ત્રીઓને છોકરાં નથી થતાં એ પણ વંધ્યત્વનોજ એક પ્રકાર ગણાય. છોકરાં થાય પરંતુ જીવતાં ન રહે એવું પણ બને છે. આવું થવામાં ફિરંગ રોગ વધુ શંકાપાત્ર બને છે. ગર્ભમાંજ છોકરાં મરી

જાય અથવા અવતરીને એકાદ વર્ષમાં મરી જાય, ઉપરાઉપરી કસુવાવડો થાય એ બધું ફિરંગરોગજન્ય ગર્ભાશયદુષ્ટિથી પણ થાય છે. અને તેમ હોય તો ફિરંગરોગની ચિકિત્સા આવશ્યક છે.

એક બાજુ જગત્ પ્રજા માટે ઝંખે છે. બીજી બાજુ સંસારિઓ સંતતિથી ભડકીને ભાગે છે. એ માટે સંતતિ નિયમનનાં કૃત્રિમ સાધનો શોધાયાં છે. અતિશય સંતતિ આવશ્યક છે કે કેમ તે વસ્તુનો સામાજીક નિર્ણય ભલે તદ્વિદો ગમે તે કરે પરંતુ એવી સારે ગામકી ચિન્તા કરીને એ કાજીઓ નકામા દુબળા શું કરવા બને ! સંતતિની વધ ઘટની ઉપયોગિતા એ સમાજનો પ્રશ્ન છે કે નહિ એ એક બાજુ રાખીએ ત્હોય એ પ્રશ્ન તો સમાજની પ્રતિવ્યક્તિનો છે અને એનો નિર્ણય સૌએ જાતેજ કરી લેવાનો છે.

## ઉપાયો

પ્રજા ન થવાથી પ્રજાલાલસુ નરનારીએ સ્ત્રીસંગના વ્યવસ્થાપિત નિયમોનો ભંગ કરીને અતિ મૈથુનમાં તત્પર થાય છે. એ વિનાશનો માર્ગ છે. એથી તો ઉલટું પ્રજા થવામાં અડચણ થાય અને તંદુરસ્તીને હાનિ પહોંચે. વૈદ્યકીય તપાસ કરાવીને પ્રથમ નક્કી કરવું કે પ્રજાહીન રહેવામાં દોષ કોનો છે. પુરૂષનો દોષ જણાય તો રસાયન, વાજીકરણના પ્રયોગ કરાવવા. સ્ત્રીનો દોષ જણાય તો યોનિગર્ભાશય વગેરેની શુદ્ધિ કરાવવી અને પછી ગર્ભ ધારણાર્થે યોગો આપવા.

પુત્રપ્રદ રસનો પ્રયોગ સારો જણાય છે. તે આમ કરવો:-ઉપરોક્ત રસ એક વાલ જેટલો હમેશ પુરૂષે એક

મહિના સુધી ખાવો. દૂધ, ભાત અને ખાંડ ખાઇને બ્રહ્મ-ચર્યનું પાલન કરવું.

સાથે સાથે સ્ત્રીને પણ એક વાલની માત્રામાં એ રસ આપવો. સ્ત્રીને અનુપાનમાં ત્રિફળા, લીમડો અને કપાસનો ઉકાળો આપવો. અને સાતજ દિવસ આ રસ આપવો.

એજ રીતે રૂતુકાળના ત્રણ દિવસમાં ફક્ત કપાસનો ઉકાળો સાકર સાથે પાવો. અને ટંકણ, ફટકડી તથા પારાને એકઠો ઘુંટી પાકી આમલીના રસમાં મેળવી એમાં થોડુંક મધ નાખવું અને ત્રણ દિવસ સુધી સ્ત્રીએ પોતાની યોનિમાં તેનો લેપ કરવો. આથી યોનિ શુદ્ધ થઇ જાય છે.

આટલું કર્યા પછી ઉપરોક્ત રસ ત્રણ માષા જેટલો ભેંસના દહીંમાં મેળવીને સવારમાં રાખી મુકવો તે રાતના સ્ત્રી સમાગમ વખતે પુરૂષે દહીં સાથે ખાઇ લેવો. પછી ગર્ભાધાન કરવું. અને સંભોગાંતે એ જ અવસ્થામાં અડધો પહોર સુધી પડી રહેવું.

આ રસના સેવનથી જો તાપ વગેરે થાય તો દ્રાક્ષનો રસ અને સાકર વગેરેનું સેવન કરવું અને સ્ત્રીને પણ શીતળ ઉપચાર આપવા જોઇએ.

આ પ્રયોગ કરવાથી આયુ, બલ, કાંતિ, વીર્ય વગેરે તો વધે જ છે અને સુંદર, સુલક્ષણો પુત્ર પણ પ્રાપ્ત થાય છે.

જયસુંદર રસ દરરોજ એકેક રતિના પ્રમાણમાં લેવો. એમાં સહપાન તરીકે અશ્વગંધાનું ચૂર્ણ ત્રણ વાલ, ગોખ-રૂનું ચૂર્ણ ત્રણ વાલ અને તામ્રભસ્મ એક રતિ મેળવવી. આ પ્રયોગથી પણ પુત્ર પ્રસવે.

છોકરાં થઈને મરી જતાં હોય તેવી સ્ત્રીઓ ટુચકા કરે છે કોકના છોકરાને છાનાંમાનાં શરીર ઉપર ડામ દે છે એથી માને છે કે પોતાનાં છોકરાં જીવે. કોમળ હૃદયની અબળાઓ પણ સ્વાર્થવશાત્ કેટલી નિષ્ઠુરતા ધારણ કરી શકે છે !

એવી સ્ત્રીઓને છોકરાં ન જીવવાનું કારણ શોધી તે દૂર કરવું અને વંધ્યાને આપવાના પ્રયોગ આપવા.

વંધ્યત્વ ઉપર ફલઘૃત એ પ્રસિદ્ધ આર્ષ ઔષધ છે. નિયમપૂર્વક એનો ઉપયોગ થાય તો ફળ મળે.

પુત્રંજીવક બીજ પ્રયોગ–જીવક પુત્રક બીજ પ્રયોગનું સેવન કરાવવાથી છોકરાં જીવે છે.

## સંતતિ નિયમનનાં સાધનો.

બહુ પ્રજા હોવી એ એક રીતે તો સારૂં છે અને આયુર્વેદમાં એનાં સારાં વખાણ પણ છે. પરંતુ પ્રજોત્પત્તિ શારીરીક તન્દુરસ્તીને કાયમ માટે ધોકો પહોંચાડે એ ઈષ્ટ નથી.

આર્યોએ વ્યવસ્થાપિત આશ્રમને અનુસરી જીવન જીવે તો સંતતિ નિયમનનો સવાલ જ ઉપસ્થિત થવા ન પામે. આજના સ્વચ્છન્દવિહારીને એ નિયંત્રણામાં જકડાવાનું શેનું ગમે ! નિયમસર રૂતુગમન જો પુરૂષ કરે તો સર્વ ગુણ-સંપન્ન સંતતિ થાય અને જયારે સંતતિ ન જોઈએ ત્યારે બેઉએ બ્રહ્મચારી રહેવું. આધ્યાત્મિક ઉન્નતિનો એ ઉત્તમ માર્ગ મુકીને અવનતિને પંથે પડેલાં ભોગવિલાસવાંછુ વિષયીજનોને તો રાત દિવસ સ્ત્રી સંગ કરવો છે અને છતાં

સંતતિ નથી જોઈતી. એ માટે હાલ કૃત્રિમ સાધનો શોધાયાં છે, પણ એ અનર્થપરિણામી છે. સંતતિ થવાથી સ્તન યોનિ વગેરે શિથિલ થઈ જતાં સૌન્દર્ય વેડફાઈ જાય છે એવી માન્યતા છે અને એના પ્રતીકાર રૂપે પણ આ સાધનો વપરાય. એ કૃત્રિમ સાધનો નિશ્ચિતરીતે સંતતિ અટકાવી શકતાં નથી એટલું જ નહિ પરંતુ, સ્ત્રી તેમજ પુરૂષ ઉભયને અનર્ગળ અનિષ્ટો ખમવાં પડે એવી પરિસ્થિતિ પણ એમાંથી નીપજે તેમ છે. માટે સંતતિ નિયમન માટે સારો રસ્તો તો લગ્નમાં પરિમિત બ્રહ્મચર્ય. એ ન બને તો એથી ઉતરતો પણ કૃત્રિમ સાધનોથી તો સારો જ એવો બીજો ઉપાય એ છે કે, રૂતુદર્શનના દિવસથી પહેલા સોળ દિવસ બ્રહ્મચર્ય પાળવું. અને પછીના દસથી બાર દિવસ સુધી સ્ત્રી સમાગમ સેવવો. એથી પ્રજા થવાનો સંભવ જવલ્લે જ છે. વંધ્યત્વ કરણના ઉપાયો આયુર્વેદમાં મળી આવે છે.

માસિક ધર્મ આવી ગયા પછી ત્રણ દિવસ સુધી તાંદળજાના મૂળિયાને ચોખાના ધોવણમાં વાટીને પીવાથી સ્ત્રીને પ્રજા થતી નથી અર્થાત્ વંધ્યા બને છે. આ પ્રયોગ દર મહિને કરવો પડે એમ લાગે છે.

માસિક ધર્મના ચોથા દિવસે તાલીસપત્ર અને ગેરૂનું ચૂર્ણ સમાનભાગે મેળવીને એક તોલો શીતલ જલ સાથે પી જવું. આ પ્રયોગથી પણ વંધ્યતા આવે છે.

માસિક ધર્મ આવી ગયા પછી ત્રણ વર્ષના જુના ગોળનું રોજ સેવન કરવાથી પણ પ્રજોત્પત્તિ અટકે. જપા-

કુસુમ પ્રયોગ ત્રણ દિવસ કરવો.

## ગર્ભિણી રોગ.

ગર્ભ રહેવો એ સ્ત્રીસહજ શારીરપ્રક્રિયા છે. પરંતુ પ્રથમ ગર્ભાધાન એતો એક નવીન અનુભવ જ છે. ગર્ભના દબાણથી કેટલાક વ્યાધિ થાય છે. જેવાકે પ્રથમના બે ત્રણ માસમાં અને છેલ્લા મહિનામાં મૂત્ર વધારે જવું વગેરે. અભાવા એ ખાસ લક્ષણ છે. ઉલટી થાય છે. તાવ આવે છે. ઘણાંને તો ઝાડા પેશાબની કબજીઆત રહે છે. ત્યારે કોઇને ઝાડા પણ થઇ આવે છે. મસાનું દરદ થઇ આવે છે. પગે ગોટલા ઘાલે છે. આ બધું વધુ પ્રમાણમાં ન થાય તો તો દવાની જરૂર નથી.

ગર્ભિણીને તાવ આવતો હોય તો ચંદનાદિ કવાથ તાવ ઉતરતા સુધી પાવો

તાવ, દાહ, વગેરે ગર્ભિણીના રોગમાં ગર્ભચિંતામણિરસની બબે ગોળી સવારસાંજ મધ અથવા ગાયના દૂધ સાથે આપવી.

ગર્ભિણીના તાવ, અજીર્ણ, કબજીઆત, શૂલાદિમાં ગર્ભવિલાસનું ચાર રતિની માત્રામાં સેવન કરાવવું. ગર્ભાશયનું ઉપરની બાજુ દબાણ થવાથી જ્ઞાનતંતુની ઉત્તેજનાથી ઉલટી થાય છે. એની દવા ન હોય. સોડા કે લીંબુનું શરબત પીવું ફુલાવેલાં લવંગ ખાવાં. બેહદ ઉલટી થાય તો ઉલટીના પ્રકરણમાં લખેલા અન્ય ઉપાયો યોજવા.

ગર્ભપીયૂષવલ્લી ગર્ભિણી માટે ખરેખર પીયૂષવલ્લીનું જ કામ કરે છે એકથી બે ગોળી દૂધ સાથે સવારસાંજ કોઇપણ રોગમાં અપાય.

સગર્ભા બાઇ પાંડુ, નબળાઈ અને જીર્ણ જ્વરથી પીડાતી હોય તો એકથી બે ગોળીઓ દૂધ સાથે સવાર સાંજ ગર્ભ-વિનોદરસની આપવી.

## ગર્ભસ્રાવ–પાત–શોષ.

સગર્ભાવસ્થાના શરૂઆતના ચાર મહિનામાં જો યોનિ-માંથી રક્ત નીકળીને બંધાયેલો ગર્ભ સ્રવી જાય તો તેને ગર્ભસ્રાવ કહે છે. સ્રાવ હમેશાં પ્રવાહી અથવા અર્ધ પ્રવાહી પદાર્થોનો હોઈ શકે એટલે એ શબ્દ જ એનો અર્થ આપણને પુરો પાડે છે.

ચાર માસ પછી ગર્ભને અવયવો થવા લાગે છે અને સંહત–ઘન બને છે. પરંતુ તે જો ગર્ભાશયની બહાર અવો તો જીવવા જેટલી શક્તિનો તેનામાં અભાવ હોય છે. એ જાતની શક્તિ ગર્ભમાં સાતમે મહિને આવે છે. એથી પાંચમે અને છઠ્ઠે મહિને જો ગર્ભ ગર્ભાશયથી છુટો પડી બહાર આવે તો એને ગર્ભ પાત કહે છે.

છ મહિના સુધી બાળક પરોપજીવી અથવા પરભૃત કહેવાય કેમકે ત્યાં સુધી તેને નિર્વાહાર્થે માતામાંથી પોષણ મેળવવું પડે છે. સાતમે મહિને એનામાં સ્વાવલંબીત્વ આવે છે. છતાં સર્વાંગસંપૂર્ણ અવયવોની ખીલવણી થવાને હજી વાર હોય છે, નવ મહિને બધી રીતે બાળકનું શરીર સંપૂર્ણ થાય છે. એથી એ અગાઉ અને સાતમા મહિનાથી પછી ગર્ભ જો બહાર આવે તો વ્હેલી સુવાવડ આવી કહેવાય. એવા બાળકની બહુ કાળજીભરી સારવાર કરવી જોઇએ.

નવમો, દસમો અને ભગવાન્ સુશ્રુત કહે છે તેમ અગિ-આરમો અને બારમો મહિનો પણ ગર્ભને બહાર આવવા માટે યોગ્ય સમય ગણાય.

આથી વધુ વખત ગર્ભ ગર્ભાશયમાં રહે તો એના ઉપાય યોજવા એવું સુશ્રુત કહે છે પણ અત્યારે તો દસ મહિનાથી વધુ રાહ જોવી ઠીક નથી.

ઘણીવાર માતાને ઓછું પોષણ મળતું હોય એ કારણે, અથવા બાળકને મળતા પોષણના માર્ગો ઉપહત થવાથી અગર એવાં અન્ય કારણોથી ગર્ભને મળતું પોષણ ખામી ભર્યું થઈ જાય છે. પરિણામે ગર્ભ વધતો નથી. કેટલોક વખત જતાં ઈશ્વરેચ્છાએ વળી પોષણમળતાં વધવા લાગે છે. આને ગર્ભશોષ કહે છે.

## ઉપાયો

ગરમીથી જેને ગર્ભસ્રાવ-પાત થઇ જતા હોય તેવી બાઇને ઉપરોક્ત ગર્ભવિનોદ રસની ગોળીઓ હમેશ સવાર સાંજ બબે ખવડાવવી.

ફિરંગ (Syphilis) જેવા રોગથી ગર્ભસ્રાવ-પાત અથવા કસુવાવડ થઈ જતી હોય તો તે રોગની ચિકિત્સા કરવી જોઇએ.

ગર્ભપાળ રસ સારો છે. જે સ્ત્રીને ગર્ભસ્રાવ-પાત, કસુવાવડ વગેરે થતું હોય તેવી સ્ત્રીને પહેલા મહિનાથી શરૂ કરી ઠેઠ નવ મહિના સુધી આ રસની બબે ગોળીઓનું સવાર સાંજ સેવન કરાવવું. કોઇને બબે ગોળીથી દસ્ત વધારે થાય છે. તેમને એકેક ગોળી આપવાથી દસ્ત નિયમિત થઈ જાય છે. અનુપાન માટે દ્રાક્ષનું પાણીઅથવા દૂધ આપવું.

જેને ગર્ભપાત થઈ જતા હોય તેણે રજોદર્શન પછી શુદ્ધ સ્નાન કરીને ૠતુકાળમાં ઉત્પલાદિ ક્વાથ ઉકાળીને રોજ પીવો.

ઉશીરાદિ ક્વાથ પણ એ રીતે વાપરવાથી ગર્ભની રક્ષા થાય છે.

ઉમરડાની છાલ બે રૂપિઆભાર લેવી. અડધો શેર પાણીમાં ઉકાળી તૈયાર કરેલ ક્વાથની સાથે ચોખા અને સાકરનું ચૂર્ણ સેવવાથી ગર્ભ સુરક્ષિત થઈ સ્થિર થાય છે.

કુંભારના ઘરની કમાવેલી માટી મધ મેળવીને બકરીના દૂધ સાથે પીવી. ગર્ભસ્તંભન સારી રીતે થશે.

પ્રશ્નિપર્ણ્યાદિ ક્વાથ ગર્ભિણી માટે સારો છે.

ગર્ભ સુકાઈ જતો હોય અને પોષણ ન મળતું હોય તો જાસૂદનાં ફુલ, અને મૂળને પાણીમાં ઉકાળી ઉકાળીને રોજ પ્રાતઃકાળમાં પીવા આપવું.

## મૂઢ ગર્ભ અને કષ્ટ પ્રસવ

સગર્ભાબાઈ નિયમસર રહે તો ખાસ બનવા પામતું નથી. પરંતુ એવી સ્ત્રી જ્યારે અનેક પ્રકારનાં આહાર, આચાર, વિહાર વગેરેમાં અપથ્ય કરવા માંડે અને એને પરિણામે અપાનવાયુ વિગુણ બની જાય ત્યારે મૂઢગર્ભ થાય છે. સ્વાભાવિક રીતે ગર્ભનું બાળક ગર્ભાશયમાંથી બહાર આવે ત્યારે માથાનાં બ્રહ્મરંધ્ર અને શિવરંધ્રનો વચલો ભાગ પ્રથમ દેખાયછે. અપાન વાયુની વિકૃતિ થવાથી એ સ્થિતિ રહેતી નથી. અને બાળક આડું, ડોઢું, ઉંધું ગમે તેમ ફરી જતાં તેનો સ્વાભાવિક શીર્ષાગ્રભાગ પ્રથમ દેખાતો નથી. મૂઢ ગર્ભના અનેક પ્રકારો છતાં આઠ પ્રકારો મુખ્ય છે. પરંતુ એમાં દવા કરતાં દાઈની (અનુભવી) જરૂર છે. એટલે એનો વિસ્તાર અહીં વ્યર્થ છે. બાળકને બહાર આવવાનો જે માર્ગ છે તેના

સંકોચનને અંગે અથવા ગર્ભાશય ગ્રીવાના મુખના અપૂર્ણ વિકાસથી કે વેણુ જોરદાર ન હોવાથી ગર્ભ આવતાં વાર લાગે તો દવા આપવાની જરૂર પડે અથવા શસ્ત્રકર્મ કરવું પડે.

બાળકનો રસ્તો સાંકડો લાગવામાં બે મુદ્દા છે. (૧) માતાના શરીરની ખીલવણી જોઈએ તેવી થયા અગાઉ ગર્ભાધાન થઈ ગયું હોય અથવા (૨) ગર્ભને સારૂં પોષણ મળવાથી માથું બહુ મોટું થઈ ગયું હોય. આ બે મૂળ મુદ્દા ઉપરથી ત્રીજો મુદ્દો પણ તારવી શકાય જેમાં (૩) બેઉ મુદ્દાઓ સાથે એકજ કેસમાં હોય.

એ ત્રણમાંથી કયા કારણને અંગે ગર્ભ બહાર નથી આવી શકતો તે આ રીતે જાણી શકાય. ગર્ભધારણ સમર્થ બાઈનાં કટિ, યોનિ વગેરેનાં જે નક્કી કરેલાં માપ છે તેથી ઓછું માપ આવે તો અપત્યમાર્ગ સાંકડો સમજવો. નહિ તો બાળક વધારે પુષ્ટ છે એમ જાણવું.

માર્ગ સાધારણ સાંકડો હોય તો તો યોનિદ્વારા કેટલાક બાળક જણાવવા પ્રયત્ન કરે છે. પણ એમ થઈ શકે નહિ તો જોરથી બાળકને ખેંચવું નહિ. પેડુનો ભાગ કાપી તે માર્ગે બાળકને બહાર કાઢી લઈ પાછું હતું તેમ સાંધી દેવું એજ એનો ઉપાય હોઈ સારા ડોકટર કે લેડી ડોકટરની સલાહ લેવી.

ગર્ભાશયનું મુખ સંપૂર્ણ વિકસિત નહિ થવાને અને વેણુ નહિ આવવાને ઘણાં કારણો છે જેનો વિસ્તાર અત્રે આવશ્યક નથી છતાં એટલું જાણવું જરૂરી છે કે વેણુ ન આવવાના આપણને ઉપયોગી ત્રણ ભેદ છે (૧) વેણુ શરૂજ

ન થયાં હોય (૨) વેણુ એટલા જોરથી આવી ગયાં હોય કે ગર્ભાશય થાકી જાય ને વેણુ બંધ થાય. (૩) ગર્ભાશય ફાટી જવાથી વેણુ ન આવી શકતાં હોય.

વેણુ શરૂજ ન થઈ હોય તો શરૂ કરવાની જરૂર નથી. ગર્ભાશય ફાટી જવાથી વેણુ બંધ પડી જાય તો તાત્કાલિક ઓપરેશન કરવાની જરૂર છે. અને ગર્ભાશય થાકી ગયો હોય તો એને દવાઓથી ઉત્તેજીત કરવાની જરૂર ખરી.

એટલે ગર્ભાશયને ઉત્તેજીત કરી વેણુ શરૂ કરવા અને ગર્ભાશયના મુખના પુરતા વિકાસાર્થે ઓષધોની જરૂર ખરી.

ફાલસા અથવા શાલિપણીંના મૂળાડીયાને વાટીને ડુંટી પેઢુ અને યોનિ ઉપર ચોપડવાથી ન નીકળતો ગર્ભ બહાર આવે છે. આ પ્રયોગ ગર્ભાશયને ઉત્તેજીત કરે એવો છે.

સાટોડીના મૂળાડીયાને તેલથો ચીકણું કરીને યોનિમાં રાખવાથી મૂઢગર્ભ તરત બહાર આવે છે–આ પ્રયોગથી ગર્ભાશયમુખનો વિકાસ થતો હોય એમ લાગે છે.

પાઠા (પાડળપાઠા), નગોડ, અરડુસી, અપામાર્ગ, અને ઇન્દ્રયવઃ એમાંથી કોઈબી એક દ્રવ્યને લસોટીને ડુંટી, પેઢુ અને યોનિ પર લેપ કરવાથી પ્રસવ સુખપૂર્વક થઈ જાય છે.

પ્રસવમાં વિલંબ લાગતાં કલિયારીના મૂળને કાંજીમાં પીસીને પ્રસવિત્રી સ્રીના પગનાં તળિયે ચોપડવું. શીઘ્ર પ્રસવ થશે.

બીજોરાનું મૂળ અને જેઠીમધનું સમાન ભાગે ચૂર્ણ ઘી સાથે પાઈ દેવાથી સુખપૂર્વક પ્રસવ થશે અને બાઈ કષ્ટાશે નહિ.

સાપની કાંચળીની ભસ્મ મધમાં મેળવી યોનિમાં ભરવાથી મૂઢગર્ભ પણ તુરત બહાર આવે છે.

કાંજી, હીંગ અને સૈંધવ (સફેદ) મેળવીને ગરમ કરી પાવાથી પ્રસવ જલદી અને સુખથી થાય છે.

મૂઢગર્ભથી થતાં અનિષ્ટોમાં 'બાળકોની આંચકી' પણ છે.

## સૂતિકા રોગ

બીજી સુવાવડો તો એવી નહિ પરન્તુ પ્રથમ સુવાવડ એટલે સ્ત્રીનો મહાકાલ. એમાંથી બચવું એટલે પુનર્જન્મની પ્રાપ્તિ. પ્રથમથી જ તન્દુરસ્ત, મજબુત બાંધાની સ્ત્રીઓને પણ સુવાવડ અમુક અંશે શિથિલ તો કરે છે જ પરન્તુ નબળાં શરીરની સ્ત્રીઓ તો નિર્માલ્ય જ બની જાય છે. તાવ, ઝાડા જેવા અનેક રોગ લાગુ પડે છે. સ્તનમાં દૂધ પણ આવતું નથી અથવા ઓછું કે અશુદ્ધ આવે છે. ઘણીવાર સગર્ભાવસ્થામાં શરૂ થયેલી આંચકી સુવાવડ પછી પણ ચાલુ રહે છે. અને સુવાવડમાં આવતી આંચકી સાધ્યાસાધ્યતાની નજરે નિહાળતાં ચિકિત્સાને નમતું આપે એ અશકય છે.

છતાં સુવાવડીને આંચકી આવતી હોય તો લક્ષ્મીનારાયણ રસ એકેક ગોળી અથવા આક્ષેપહરીવટી એકેક ગોળી સવાર સાંજ આપવી. ઝાડા થતા હોય તો પંચામૃત પર્પટી એકેક રતિ દિવસમાં ત્રણ વખત મધપીપરમાં આપવી. તાવ આવતો હોય તો રત્નગિરિરસ મધ તથા પીપર સાથે બેથી ત્રણ રતિ દિવસમાં ત્રણ વખત આપવો.

મહાગંધક, પંચામૃત પર્પટી સાથે અથવા એકલો પણ ઝાડા થતા હોય ત્યારે આપવો.

સુવારોગ અથવા ગર્ભાશયના રોગમાં દેવદાર્વાદિ ક્વાથ સારો છે. વળી, સવાર સાંજ પીવા માટે દશમૂલ ક્વાથ હમેશ આપવાથી પણ સુવારોગમાં ફાયદો થાય છે.

સુવાવડીને વાયુ, તાવ, મંદાગ્નિ વગેરે ઉપદ્રવો હોય તો પ્રતાપ લંકેશ્વર રસની એકથી બે ગોળીઓ આદાના રસ સાથે દિવસમાં ત્રણ વખત આપવી.

દશમૂલારિષ્ટ અને જીરકાદ્યરિષ્ટ જમ્યા બાદ અકેક રૂપિયાભાર પાણી સાથે સવારસાંજ પીવા આપવા.

વાયુ, પિત્ત, કફ તેમજ સન્નિપાતથી થનારા તમામ સુવા રોગ માટે પિપ્પલ્યાદિ યૂષ વાપરવાથી અવશ્ય ફાયદો થાય છે.

સૂતિકાન્તક, સૂતિકારિ, સૂતિકાવલ્લભ, સૂતિકાવિનોદ વગેરે રસો સુવારોગ માટે છે. યોગ્યતા મુજબ તેનો ઉપયોગ કરવો.

સવાર સાંજ પીપરના ચૂર્ણ રતી ૧૨ની સાથે ૧ રતી સુવર્ણ વસન્તમાલતી મિલાવી મધ સાથે આપવી અને તેના બે કલાક પછી દશમૂલ ક્વાથ આપવો. આ ઉપાયથી તાવ વિગેરે ઘણા સૂતિકારોગો અચૂક મટે છે.

## સ્તન્યજનન અને શોધન

માતાનું ધાવણ એજ બાળકની જીંદગીના આરંભકાળનું પોષણ સર્વસ્વ છે. ધાવણ જોઈતા પ્રમાણમાં ઉત્પન્ન થાય તોજ બાળકને પૂર્ણ પોષણ મળે. અને ધાવણ હોવા છતાં બગડેલું હોય તો તેથી બાળકની પ્રકૃતિ પણ બગડે છે. એટલે ધાવણ શુદ્ધ પણ હોવું જોઇએ. એથી પર્યાપ્ત અને શુદ્ધ ધાવણ ન હોય તો તે માટે ઉપાયો કરવા જોઇએ.

સ્તન્યજનન મહાકષાય પ્રવાહીરૂપમાં મળે છે. એ સારો શાસ્ત્રીય ઉકાળો છે એનો ઉપયોગ કરવાથી માતાના સ્તનમાં રહેતી ધાવણની ખોટ દૂર થાય છે.

કાળાં મરી અને ગંઠોડાં દૂધ સાથે પીવાથી સ્તનમાં દૂધ વધે છે.

પીપર, સુંઠ, હરડે અને ગોળ ઘીમાં મેળવી દૂધ સાથે પાવાથી સ્ત્રીના સ્તનોમાં દૂધ વધે છે.

પદ્મકાદિ ગણ સ્તન્યવર્ધક છે.

સ્તનની શિથિલતા દૂર કરવા તથા ધાવણ વધારવા માટે સ્ત્રીએ હમેશ કમળકાકડી ખાવી.

## સ્તન્ય શોધક

શાસ્ત્રીય પ્રયોગ ધાવણને શુદ્ધ કરવા માટે જે છે તે 'સ્તન્ય શોધન મહાકષાય' છે. તે લાવી થોડા દિવસ પીવાથી ધાવણ બગડેલું હશે તો સારૂં થઈ જશે.

માનું દૂધ બાળકને ભારે પડતું હોય તો માતાને ત્રાયમાણાદિ ક્વાથનું પાણી રોજ પીવા આપવું.

દુગ્ધશોધક યોગથી દુધની બધી વિકૃતિઓનો નાશ થઈ સારૂં દૂધ બની જાય છે.

પટોલાદિ ક્વાથ પાવાથી પણ દૂધ શુદ્ધ થાય છે.

મુસ્તાદિ ગણનો ઉકાળો કરીને પાવાથી પણ સ્ત્રીના ધાવણની શુદ્ધિ થાય છે અને બાળકને એ દૂધ પચી શકે છે.

બાળક મરી જાય અને સ્તનમાં ધાવણ ભરાઈ જઈને પીડા કરે તો કુંવેરનું મૂળ અને હળદરનું ચૂર્ણ એકત્ર પીસીને લેપ કરવો જોઈએ એનાથી પીડા તરતજ શાંત

થઈ જાય છે. ધાવણુ કાઢી નાખવા Breast Pump નો ઉપયોગ કરવો.

ઈન્દ્રવારૂણી (ઈન્દ્રામણુ) ના મૂળને પાણીમાં પીસીને લેપ કરવાથી પણુ સ્તનની દૂધ ભરાવાથી થતી પીડા શાંત થઈ જાય છે.

સ્તનના મૂળમાં પીડા થતી હોય તો હળદર અને શંખને પાણીમાં લસોટીને ચોપડવું, પીડા શાંત થશે.

## લોમનાશન

શરીરે વાગે અને તરત ન રૂઝાતાં પાકવા લાગે તો તેની આજુબાજુનાં રૂંવાડાં કાઢી નાખીને જગ્યા સાફ કરવી પડે. અથવા શસ્ત્રોપચાર કરવા માટે જે જગ્યાએ કાપ મૂકવાનો હોય તેની આસપાસનો પ્રદેશ પણુ વાળ વગરનો કરવો પડે છે. જ્યાં શસ્ત્ર વાપરીને વાળ સાફ કરવામાં સુગમતા ન હોય ત્યાં ઓષધો ચોપડીને પણુ વાળ દૂર કરી શકાય. એ માટે કેટલાક શાસ્ત્રીય પ્રયોગો આ રહ્યા. ક્યારે કેવું કામ કરે છે તે વાપરીને નક્કી કર્યું નથી.

કર્પૂરાદિ તેલ જે જગ્યાએ લગાવવામાં આવે ત્યાંના વાળ ખરી પડે છે.

કુસુંભનું (કરઢી) તેલ ચોળવાથી પણુ વાળ ખરી પડે છે અને ફરીથી વાળ ઉગતા નથી.

ગાયનો દાંત, શંખનો ભુકો અને ખાખરાનો ખાર સરખે વજને લેવાં અને ચૂર્ણ કરવું. એ ચૂર્ણને પાણીમાં લસોટીને લેપ કરવાથી વાળ ખરી પડે.

ખાખરાનો ખાર એક ભાગ અને એટલોજ જવખાર એ બેઉથી અઢીગણી પીળી હરતાલ લેવી, બધાંનું બારીક ચૂર્ણ કરવું અને પાણીમાં વાટીને ચોપડવું. ફળ ઉપર પ્રમાણે.

શુદ્ધ હરતાલ, ખાખરાનો ખાર, અને શંખનું ચૂર્ણ સરખે વજને લેઇને બધું બરોબર મિશ્ર કરવું. એને પાણીમાં પીસીને ચોપડવાથી વાળ જતા રહે છે.

જે જગ્યા વાળ વગરની કરવી હોય તે જગ્યામાંથી પહેલા બધા વાળ કાપી નાખવા. પછી (કોશાતકી) કડવા તુરીયાનાં બીજમાંથી કાઢેલા તેલનું મર્દન કરવું. તો ફરીથી તે જગ્યાએ વાળ ઉગશે નહિ.

## સ્નાયુક–વાળો

વાળો એ લાક્ષણિક નામ છે, વાળ જેવો પાતળા કદનો એક તંતુ શરીરમાંથી નીકળવા માંડે છે એથી એ રોગનું નામ વાળો છે. પહેલું એક ફોલ્લી જેવું થાય છે. એમાં વેદના હોય છે. ફોલ્લી ફુટે એમાંથી વાળ જેવો ફણગો નીકળે. હમેશ વધુ ને વધુ બહાર દેખાયા કરે છે. એ કેટલાય ફુટ લાંબો હોય છે. એ જંતુજન્ય રોગ છે. પાણી સાથે એ જંતુ શરીરમાં પ્રવેશે છે. અને પેટમાં થઈ રૂધિરાભિસરણ મારફત એ પગ અને બીજા અવયવોમાં આવી વસે છે. ત્યાંથી એ બહાર ફુટે છે.

વાળો નીકળતો હોય ત્યારે તેને તાણી જોવો નહિ. તેમ કરવાથી જો તુટી જશે તો બહુ વેદના થશે. એક ઝીણી સળી ઉપર તેને વીંટી દેવો અને એના ઉપર હમેશ જેમજેમ બહાર આવે તેમતેમ વળ માર્યા કરવા.

ગોધૂમાદિ ચૂર્ણને ઘીમાં પકાવી ગોળ મેળવીને ત્રણ દિવસ સુધી ખાવાથી વાળો નીકળી આવે છે.

પ્રથમ ત્રણ દિવસ સુધી ગાયનું ઘી પીવું અને પછી ત્રણ દિવસ સુધી નગોડનો રસ પીવો એથી કષ્ટસાધ્ય વાળો પણ અવશ્ય બહાર નીકળી આવશે.

બાવળનાં બીજ ગોમૂત્રમાં વાટીને ચોપડવાં સોજા સાથે ખુબ પીડાવાળો વાળો પણ બહાર આવી જશે.

શેકેલી હીંગ, ટંકણખાર ફુલાવેલો અને જવખાર સમાન ભાગ લેવાં. અને ચૂર્ણ તૈયાર કરવું. હમેશ સવાર સાંજ આ ચૂર્ણ ખાવાથી સાતજ દિવસમાં વાળો મટે છે.

વંતાકનું મૂળિયું અને માણસનું મુત્ર, ભેળાં વાટી ગરમ કરી વાળા ઉપર મુકવાં અને ઉપર પીપળાનું પાન રાખી પાટો બાંધી દેવો.

વંતાક શેકીને દહીંમાં મેળવી વાળા ઉપર બાંધવું એથી સાત દિવસમાં વાળો બહાર નીકળી આવશે.

કુષ્ઠાદિકલ્ક પીવો અને વાળા ઉપર મુકવો.

સાપની કાંચળીનો એક નાનો ટુકડો ગોળમાં ગોળી કરીને ખાઈ જવો. વાળો બહાર નીકળી આવશે.

## સ્વરભેદ

સ્વર એટલે સુર–અવાજ; ભેદ એટલે ફાટી જવું તે. અવાજ ફાટી જાય, તરડાઈ જાય, બેસી જાય, ખોખરો થાય, તે સ્વરભેદ. બહુ બોલવાથી સળેખમથી, ગળાની શ્લેષ્મ કલામાં સોજો આવવાથી, સ્વરયંત્રમાં કંઈ ખરાબી થવાથી,

શરદી લાગવાથી, તીક્ષ્ણ પદાર્થના વધુ સેવનથી એવાં અનેક કારણોથી અવાજ–ગળું બેસી જાય છે.

ભૈરવ રસની ગોળીયોનું પાણી સાથે સેવન કરવું. ખદિરાદિવટી, લવંગાદિવટી, એલાદિવટી વગેરેનો રસ ઉતાર્યા કરવાથી ખાંસી મટી જાય છે અને અવાજ ઉઘડે છે.

જેઠીમધ, ચણોઠીનાં પાન અથવા જેઠીમધનો શીરો, મીઠું અથવા હળદરનો કાંકરો મ્હોંમાં રાખવાથી ખાંસીમાં જે ગળું બેસી જાય છે તેને રાહત મળે છે.

સારસ્વતરસ હમેશ એક વાલ લેવો અને દૂધભાત ખાવા. સ્વરભંગ જતો રહેશે.

સૌભાગ્યસુંદરટંકણરસ પણ સ્વરભેદને મટાડશે.

સ્વરપ્રસાદક રસ રોજ બે રતિ આપવી. પાનમાં અપાય. ગોળ અને આદાની સાથે અપાય. મધમાં પણ આપી શકાય. પીપર અને મધ સાથે પણ અપાય. યોગ્ય લાગે તેની સાથે આપવો.

કિન્નરકંઠ નામનો રસ રોજ બબે રતિ સવાર સાંજ લેવો એના ઉપર સુંઠ, સાકર અને મધ ચાટવું. કિન્નરલોક જેવો સુમધુર અને કોમળ કંઠ થશે.

અડધો તોલો નિત્ય કુલિંજનાદ્યવલેહ ચાટવો. સારસ્વતઘૃત પણ હમેશ લેવાથી કિન્નર જેવો કંઠ થાય છે.

મદનાંકુશટંકણ રસ રોજ બે રતિ મધ સાથે લેવો.

વ્યાઘ્રીઘૃતનું સેવન કરવાથી સ્વરભેદ અચાનક થઇ ગયેલ હોય અથવા ખાંસી ખુબ ખાવાથી થયેલ હોય તો મટી

કિન્નર કંઠ નામનો રસ રોજ બબે રતિ સવાર સાંજ લેવો એના ઉપર સુંઠ, સાકર અને મધ ચાટવું. કિન્નર લોક જેવો સુમધુર અને કોમળ કંઠ થશે.

અડધો તોલો નિત્ય કુંલિંજનાદ્યવલેહ ચાટવો. સારસ્વત ઘૃત પણ હમેશ લેવાથી કિન્નર જેવો કંઠ થાય છે.

મદનાંકુશ ટંકણ રસ રોજ બે રતિ મધ સાથે લેવો.

વ્યાઘ્રી ઘૃતનું સેવન કરવાથી સ્વરભેદ અચાનક થઇ ગયેલ હોય અથવા ઘણી ખાંસી આવવાથી થયેલ હોય તો મટી અવાજ ખુલે છે. વિડંગાદ્ય ચૂર્ણથી પણ બેસી ગયેલા અવાજવાળું ગળું ફાયદો મેળવે.

ગળાના બધા રોગોમાં યવાગ્રજાદ્યા ગુટીકા કામ કરે છે એથી એની એકેક ગોળી મ્હોંમાં રાખી રસ ઉતારવો.

કસ્તૂરી, નાની ઈલાયચીના દાણા, લવંગ અને વાંસકપુર સરખે ભાગે લેઇ ચૂર્ણ કરી લેવું. એને 'મૃગનાભ્યાદિલેહ' એવું નામ આપેલું છે. મધમાં મેળવીને એ ચૂર્ણ ચાટવું. એથી તદન બંધ થઈ ગયેલો અવાજ પણ કિન્નરના કંઠ જેવો કોમળ થઈ જશે.

ગોરખમુંડી, પીપર અને સુંઠના એકત્ર કરેલા ચૂર્ણને મુંડયાદિ ચૂર્ણ કહે છે. બબ્બે આનીભાર જેટલું એ ચૂર્ણ દિવસમાં ત્રણ ચાર વાર મધમાં મેળવીને ચાટી લેવું. એથી સ્વરમાં મીઠાશ આવશે અને સ્વરભેદ નહિ રહે.

પારિજાતટંકણમ્ અથવા તાલકેશ્વર એનું બીજું નામ છે. રસકામધેનુનો એ પાઠ છે. એમાંથી એક રતિ પ્રમાણ રસ લેવો અને મધ સાથે ચાટી જવો. સ્વરભંગ મટે ત્યાં સુધી એનું સેવન ચાલુ રાખવું.

બિભીતકાવલેહ પણ સ્વરભંગમાં સફલતા સાથે વપરાય. નિદિગ્ધિકાદ્યવલેહ પણ અપાય. બ્રાહ્મયાદિ ચૂર્ણ મધ સાથે લેવાથી ગળું ખુલે.

બોરડીનાં પાન વાટી, ઘીમાં શેકી, સૈંધવ મેળવી ખાવા આપવું. અડધો અડધો રૂપિયાભાર આમળાંનું ચૂર્ણ દૂધ સાથે સવાર, બપોર, સાંજ પીવું.

ત્ર્યંબકાભ્રરસ દરેક પ્રકારના સ્વરભેદમાંથી ગળાને મુક્ત કરે છે. ત્રિફલાદિ પ્રયોગ, ચવ્યાદિ ચૂર્ણ અને અજમોદાદિ ચૂર્ણ મધ ઘી સાથે વાપરવાં.

કાકજંઘાવટીનો રસ ઉતારવો. ફાયદો મળશે.

## હેડકી

હેડકી લગભગ કોઈથી અજાણી નથી. શ્વાસની માફક કફ અને વાયુનો એ રોગ છે. સ્થાન જોતાં પિત્તસ્થાનનો એ રોગ છે. હૃદયસ્થ રસાદિ ધાતુઓનું હેડકી શોષણ કરે છે. એથી સાધારણ દૃષ્ટિએજ એ દુર્જેય તો છે જ અને મિથ્યોપચાર થાય તો હાથથી પણ જાય. એને સંસ્કૃતમાં હિક્કા અને અંગ્રેજીમાં Hic-cough (હિક્કફ) કહે છે.

ગળું અને છાતીમાં ભારેપણું લાગે, મોઢું તુરૂ તુરૂ રહે, પડખેથી પેટ ફુલે એ બધી હેડકીની નિશાની છે.

ખુબ ખવાયું હોય, અને વાયુ સંચારની જગ્યા ન હોય તો પણ હેડકી આવે છે એને અન્નજા હિક્કા કહે છે. વ્યાયામ વગેરે કરવાથી આવતી હેડકી ક્ષુદ્રહિક્કા કહેવાય છે. એ બે હિક્કાના પ્રકારો તો વગર દવાએ પણ શાંત થઈ શકે.

હેડકીના દરદીને છાતીએ મીઠાવાળું તેલ ચોળી શેક કરવો. એથી કફ ઓગળી, વાયુ અનુલોમ થાય છે. બરાબર સ્વેદ લાગ્યા બાદ ઘી ભાત જમાડવા. સાથે દહીં પણ આપવું. પછી પીપર, સૈન્ધવ અને મધ નાખીને વજ કે મીંઢળ જેવાં વામક ઔષધથી વમન કરાવવું. કફ નીકળી જશે. થોડો ઘણો કફ રહી ગયો હોય તે દવા ખવરાવવાથી શમી જશે.

કોઠાનો નવટાંક રસ, મધ અને પીપર મેળવીને પીવાથી હેડકી બંધ થશે. હિકકારસ અકસીર છે. એકથી બે વાલ દિવસમાં બેત્રણ વખત મધ સાથે આપવો.

ભાવપ્રકાશનો પ્રવાલપ્રયોગ ઘી અને મધ મેળવીને ચાટવાથી પણ ફાયદો થશે.

સ્રીનું દુધ અને મધુરાદિગણના કલ્કની સાથે પકાવેલું ઘી પીવાથી અથવા નાકમાં નાખવાથી હેડકી જલદી મટે છે.

પ્રાણઘાતક લાગતી હેડકી પણ ધાગ્યાદિકવાથ પાવાથી નષ્ટ થઈ જાય છે.

ગંઠોડાં, જેઠીમધ, ગોળ, ગાય ને ઘોડાના છાણનો રસ સરખે ભાગે લઈને બધાને મધ ઘીમાં મેળવીને ચાટવાથી હેડકી બેસે છે. આને પિપ્પલીમૂલાદ્યવલેહ કહે છે.

દ્વિક્ષારાદિચૂર્ણમાં ભિલામાં આવે છે એ હેડકીને મટાડે છે પણ એને વાપરવામાં સાવધ રહેવું જોઇએ. એકથી ચાર-આનીભાર સુધી એ ચૂર્ણ લઇ મધ સાથે ચાટી જવું.

તાલેશ્વર રસ એના અનુપાન સાથે બે રતિ લેઇ લેવો.

પારો, ગંધક અને તામ્રભસ્મને સરખે વજને એકઠી ઘુંટી રાખો તેમાંથી બે ત્રણ રતિ આદાના રસ સાથે રોજ

લેવી. ડામરેશ્વરરસ હિકકા અને શ્વાસમાં વિશેષગુણકારી છે. એકથી બે રતિ મધ સાથે ચાટવો.

દરેક પ્રકારની હેડકીમાં એકથી બે રતિ ગંધકપિપ્પલી રસ મધમાં ચાટવાથી ફાયદો થાય. જઠરાગ્નિના બલ પ્રમાણે તેજોવત્યાદિ ઘૃત આપવું.

અશેળિયાને આઠગણા પાણીમાં ઉકાળવો. અશેળિયો પોચો પડી જાય એટલે પાણી ગળી લેવું એમાંથી ચારચાર તોલા વારંવાર પીવાથી હેડકી બંધ થઇ જશે. કાલાગ્નિરૂદ્રરસ પણ હેડકીમાં આપી શકાય.

બોરના ઠળિયાનીમીંજ, સુરમો અને ડાંગરની ધાણી મધ સાથે ચાટવાં. અથવા કડુ, નાગકેસર અને ગેરૂ મધમાં ખાવાં. અગર તો પીપર, આંમળાં, સાકર અને સુંઠ યા શુદ્ધ-કાસીસ ને કોઠું કે પાડળનાં ફુલ ને ફલ નહિતો પીપર, ખજૂર અને મોથ મધમાં લેવા.

કટુત્રિકલેહ ચટાડવો. સૈંધવના પાણીનાં નાકમાં ટીપાં પાડવાં. કૃષ્ણાચૂર્ણ મધ સાકર સાથે ચાટવું. કુલત્થાદિ ક્વાથ પીવો.

## હૃદ્રોગ

હૃદયના રોગને જુદા પ્રકરણમાં જેમ ડાકટરી વિદ્યામાં વર્ણવ્યા છે એમ આયુર્વેદમાં પણ એ જુદા પ્રકરણમાંજ ગણાવેલા છે. હૃદયને આપણે મર્મસ્થાન અને દશ પ્રાણાયતનો માંનું એક મુખ્ય માનેલું છે. એના વિના જીવન જ નથી. એની મહત્તા એનું જુદુ વર્ણન માગી લે છે. આટલું પૂર્વ

પશ્ચિમનું સામ્ય છતાં તેના રોગોના વિશેષ વર્ગીકરણમાં તો દૃષ્ટિભેદ છે જ.

આપણું વર્ગીકરણ તો પાંચ પ્રકારનું છે. વાયુ, પિત્ત અને કફથી છુટક છુટક ત્રણ અને એક ભેગો એમ ચાર અને પાંચમો કૃમિથી થનારો હૃદ્રોગ. એ પાંચમાં આધુનિકોનાં વર્ગીકરણોનો થઇ શકે એટલો સમાવેશ કરવાનો અને એથી વધે એટલે આપણે જ્યાં બીજે સ્થળે વર્ણવ્યા હોય ત્યાં તે જોઈ લેવા.

હૃદયના રોગોમાં સામાન્ય લક્ષણ તો એ છે કે ઘરની નીસરણી ચઢતાં પણ શ્વાસ ચઢે. શરીરમાં અશક્તિ લાગે. પગે આંખે સોજા થાય, જલોદર થાય, પાંડુ, Pernicious anæmia ( પર્નીસીયસએનીમીઆ ) વગેરે થાય.

હૃદયને બળ આપનાર અર્જુન ઉત્તમ ગણાય છે, તામ્ર પણ ખરૂં.

અર્જુનાભ્રરસ, અર્જુનારિષ્ટ, અર્જુનસત્વ, અર્જુનાદિ-કષાય, કકુભાદિચૂર્ણ, અર્જુન ઘૃત, ગોધૂમ પાર્થ ચૂર્ણ, અને નાગાર્જુનાભ્રક રસ વગેરે બનાવટોમાં અર્જુન મુખ્ય છે. એનો ઉપયોગ ઘટતી રીતે કરવો જોઇએ.

આયુર્વેદે કૃમિજન્ય હૃદ્રોગનું પણ વર્ણન કર્યું છે. જો પેટમાં કૃમિ હોય અને તેથી હૃદયની નબળાઇ થાય તો તેમાં દાડિમાદિચૂર્ણ, વિડંગાદિચૂર્ણ જેવાં કૃમિઘ્ન અને હૃદયને બળ આપનાર ઔષધોનો ઉપયોગ કરવો.

હૃદયાર્ણવરસ હૃદયરોગ માટે સારો છે. એમાં તામ્ર આવે છે. એની એકથી બે રતિની માત્રા સવાર સાંજ મધ સાથે આપવી.

મધ અને માખણ સાથે મેળવીને એક બે ગોળીઓ સવાર સાંજ કલ્યાણ સુંદર રસની આપવી. મહામૃત્યુંજય-લોહ પણ અપાય.

અથવા હૃદયરોગ રસાયનની એકથી બે ગોળીઓ સવાર સાંજ મધમાં આપવી.

સાચાં મોતીની છીપની ભસ્મ અથવા શુદ્ધ તામ્રની ભસ્મ એકથી બે રતિ રોજ બે વખત મધ પીપર અને ઘી સાથે આપવી.

ચંદનાસવ જમ્યા પછી એકથી બે રૂપિયાભાર પાણી સાથે પી જવો.

જીવન–ચ્યવનપ્રાશ અથવા અમીરીજીવનનું સેવન કરવું.

અભયારિષ્ટ પણ હૃદયરોગ માટે સારો છે. એ જમ્યા પછી આપવો.

ચિંતામણિરસની એકથી બે ગોળીઓ મધ તથા પીપર સાથે સવારસાંજ આપવી.

ત્રિનેત્રરસ ત્રણ રતિ સુધી આપી શકાય જો કે યોગ્ય લાગે તો આઠ રતિ સુધી પણ અપાય. મધમાં એનો ઉપ-યોગ કરવો. વાયુ વગેરે દોષજન્ય હૃદ્રોગ તો મટે છે. કૃમિ-જન્ય હૃદ્રોગમાં પણ આના વપરાશથી લાભ થાય છે.

ફક્ત સુંઠનો ઉકાળો નિત્ય પીવાથી પણ હૃદ્રોગમાં ફાયદો થાય છે. મેદ વધવાથી જ્યારે હૃદય રોગિષ્ટ લાગે છે, ત્યારે આ ઉકાળો પીધો હોય તો ઠીક રહે છે.

પુષ્કરાદિ કલ્ક, જવખાર, સૈંધવ અને દાડમનો રસ

મેળવી વાત હૃદ્રોગમાં દેવું. પુષ્કરમૂળનું ચૂર્ણ કેવળ મધમાં ચાટવાથી પણ હૃદય શૂળમાં ફાયદો કરે છે.

પાઠાદિચૂર્ણ ગરમ પાણી કે આસવ સાથે પીવું. પીપર અને બીજોરાંના મૂળની છાલ માખણ સાથે ચાટવી. પ્રભાકરવટીનું સેવન કરવું, વિશ્વેશ્વરરસ બબે રતિ રોજ બે વખત મધ સાથે ખાવો.

જમ્યા બાદ સુધાવટીનું સેવન રાખવું. શંકરવટીની હમેશ અકેક ગોળી કોકિલા પાણી સાથે પી જવી.

આંબો, અંબાડો, લકુચ, કરમદાં, આંબલી, ખાટું નેતર, રાબોર, ચણીબોર, દાડમ અને બીજોરાં એ દસ ચીજો હૃદયને હિતકારક છે. એમનો ઉકાળો કરીને પીવો.

હૃદ્રોગહર રસ વધી ગયેલા હૃદયરોગ ઉપર પણ કામ આપે છે. સુરેન્દ્રાભ્રવટીમાં સોનું વગેરે આવે છે અને એથી એનો ઉપયોગ હૃદ્રોગ માટે સારો.

પીલુડીનાં ફળ રૂપિયાભાર અને પાંચ રૂપિયાભાર ત્રિફળા ચૂર્ણનો શેર પાણીમાં ઉકાળો કરી નવટાંક પાણી રાખવું. આ અનુપાન હૃદ્રોગમાં સારૂં છે.

## મિશ્રરોગ

### જુલાબ માટેઃ—

આફરો, શૂળ, ઉદરરોગ, કોલેરા વગેરેમાં ઇચ્છાભેદી રસની એકથી ત્રણ ગોળીઓ આપવી.

તાવ આવ્યો હોય ત્યારે જુલાબની જરૂર પડે તો જ્વરમુરારિ રસની ગોળીઓ એક કે બે સવારે કે રાત્રે આદાના રસ સાથે આપવી.

વાતવ્યાધિ, તાવ, આફરો, કબજીઆત, શૂલ વગેરે ઉપદ્રવોવાળો વ્યાધિ હોય તો અશ્વકંચુકીરસની બે ચાર ગોળીઓ આપવાથી પેટ સાફ આવે છે.

મૃદુ કોઠાવાળાને તો અશ્વિનીકુમારરસની એક બે ગોળીથી પણ દસ્ત થાય છે.

ગોળો ચઢ્યો હોય અને સખ્ત જુલાબની જરૂર લાગે તો રાત્રે કે સવારે બે ગોળીઓ ગરમ પાણી સાથે અશ્વિની કુમારની આપવી.

પત્થર જેવો મલ કઠિન થઈ ગયો હોય, બરોળ હોય, ગોળો હોય, આમદોષ વધી ગયો હોય તો એક વાલ માત્ર વજનમાં પ્રભાવતી ગુટિકા સાકર સાથે આપવાથી તત્કાળ વેગથી રેચ લાગે છે.

હમેશાની કબજીઆત રહેતી હોય તો ભારે જુલાબ ન લેવા જોઇએ. મસા થયા હોય અને એથી દસ્ત સાફ ન આવતો હોય તો સાધારણ દસ્ત સાફ લાવનારી દવાની જરૂર રહે છે. લોહી બગાડ થયો હોય તો સૂક્ષ્મ જુલાબ લાગે અને સાથે સાથે લોહી સુધારે એવી ઔષધયોજના કરવી પડે છે. એ બધાની એકી સાથે ગરજ સારે એવી બનાવટ 'સ્વાદિષ્ટ વિરેચન'ની છે. બબ્બે આનીભારથી ચારચાર આનીભાર જેટલું ચૂર્ણ સવારે અને સાંજે ફાકી લેવું.

ઉનાળામાં જુલાબ લેવાની ઈચ્છા થાય ત્યારે નસોતર અને સાકરનાં બેઆનીભારથી એક તોલા જેટલી ફાકી મારવી.

ચોમાસામાં નસોતર, ઈન્દ્રજવ, પીપર અને સુંઠનું સમાન ભાગે ચૂર્ણ મધ અને દ્રાક્ષ રસ સાથે જુલાબ માટે આપવું.

નસોતર, ધમાસો, નાગરમોથ, સાકર, સુગંધિવાળો, રતાંજળી અને જેઠીમધ એ વસ્તુઓના સમાન ભાગે કરેલા ચૂર્ણને દ્રાક્ષના પાણી સાથે આપવાથી શરદ રૂતુમાં બિનહરકત રેચ લાગે છે.

નસોતર, ચિત્રો, પાઠા, જીરૂ, સરલ, વજ અને દારૂડીનું મૂળ, એ ચીજોના ચર્ણને ગરમ પાણી સાથે શિયાળામાં પીવાથી રેચ થશે.

પૈસાદાર માણસો હોય, સખત જુલાબ સહન કરી શકે તેમ ન હોય, એવાઓ માટે ત્રિવૃતાદિમોદક અત્યુપયોગી છે. બે તોલા એ મોદક ખાઈ ગરમ પાણી પી લેવું.

ત્રિવૃદષ્ટક મોદક સારી દવા છે. આના ખાવાથી વિકાર રહિત વિરેચન થાય છે અને વિષ ખાધું હોય તો તેને પણ હણે છે. પિત્ત અથવા પિત્તકફજ રોગોમાં પણ એ મોદક સારો ઉપયોગી છે. દવા દૂધમાં દેવી.

નેપાળાનું તેલ લાવવું. એનાં ચાર ટીંપાં ઉના પાણીમાં પાડી પી જવું. પછી તાપમાં બેસવું. ઉપર વારંવાર પાન ખાવાં. આ પ્રયોગથી સરસ વેગ પૂર્વક જુલાબ લાગશે અને કોઠો સાફ થઈ જશે.

ભેદનીય કષાય દશકમાં દશ ઔષધો આવે છે, એ ઝાડાનું ભેદન કરે છે.

પુષ્પરેચની ગુટિકાને ગુદામાં સપોઝિટરી (Suppository) ની માફક રાખવી. એથી પેટમાંથી કાચો મળ નીકળી જઈને દેહ શુદ્ધ થાય છે. મળની સાથે વર્તિ પણ બહાર નીકળી જાય છે એથી પાણીથી સાફ કરી ફરીથી મુકવી. એમ ઘણી-

વાર કરવાથી બધો આમ નીકળી જાય છે. આ પ્રયોગ પ્રવાહિકામાં ખુબ ઉપયોગી છે.

## પ્રકીર્ણ.

ગળો એ અતિ ઉપયોગી અને ત્રિદોષઘ્ની સંશમન દવા છે, અનુપાનવશાત્ અનેક રોગોને એ દૂર કરે છે.

ગળોનો રસ, ઉકાળો, ચૂર્ણ, હિમ, ફાંટ, સત્વ, ઘન, ઘૃત વગેરે અનેક બનાવટો છે. અને અનુકૂળ આવે એવી કોઈપણ બનાવટનો ઉપયોગ કરી શકાય એમ છે.

( ૧ ) ગળો ને ઘી સાથે હમેશ લેવાથી વાયુના રોગો મટે છે.

( ૨ ) ગોળ સાથે ગળો ખાવાથી મલાવરોધ દૂર થઈ જાય છે.

( ૩ ) ગળોનું સાકર સાથે સેવન કરવાથી પિત્ત શમે છે.

( ૪ ) મધ સાથે ગળો ખાય તો કફનું શમન થાય છે.

( ૫ ) એરંડિયા તેલ સાથે ગળો લેવાથી કફ પ્રધાન વાતરક્તમાં ફાયદો થાય છે.

( ૬ ) આમવાતમાં સુંઠ સાથે ગળો લેવાથી લાભ મળે છે.

જીવન શક્તિ વધે એ આવશ્યક છે. આચાર્યોએ એ વસ્તુને ધ્યાનમાં રાખી જીવનશક્તિ વધારનારી દસ વનસ્પતિઓ સારી સારી વીણી કાઢી છે. એને આયુર્વેદમાં 'જીવનીય કષાય દશક'ના નામથી ઓળખે છે. જીવનશક્તિ સારી રીતે વધે એવું ઈચ્છનારે એનો ઉપયોગ કરવો.

કફજ રોગ કે જેમાં ખાધા વગર પણ તૃપ્તિજ રહેતી હોય એ અનીચ્છનીય પરિસ્થિતિ છે. એ તૃપ્તિ દુષ્ટ

દોષોત્થ છે. એથી એ દૂર કરવી ઘટે. એ માટે દસ મુખ્ય ચીજો આયુર્વેદે એકત્ર કરી 'તૃમિઘ્નકષાય દશક' એવું નામ રાખ્યું છે. એનો ઉકાળો પીવાથી એ હાનિકારક તૃમિનો નાશ થાય છે.

કફની વૃદ્ધિ અને તેથી થનાર સાદા રોગ, નવું જુનું સળેખમ, મેદ, પેશાબની કેટલીક ફરિયાદો, કોઢ વગેરે ચામડીનાં દરદો, ગોળો, મંદાગ્નિ વિગેરે રોગો એવા છે કે જેને માટે સાદી ઘરગથ્થુ ચીજો પણ ઉપયોગમાં લઈ શકાય. સુંઠ, મરી અને પીપર એ ત્રણને સમાન ભાગે મેળવેલું હોય ત્યારે તે ત્રિકટુ કહેવાય છે, અને એ ઉપર વર્ણવ્યાં દરદોમાં વાપરવા જેવું છે.

હરડે, બહેડાં અને આમળાં 'ત્રિફલા'માં સરખે ભાગે આવે છે. એ કફ અને પિત્તમાં, પેશાબના અને ચામડીના રોગોમાં, વિષમ જ્વરમાં અને નેત્રના રોગોમાં ખાવા, પીવા અને ધોવા માટે વાપરવા યોગ્ય છે.

## દશ સાર ચૂર્ણ

આ ચૂર્ણ સ્વાદિષ્ટ–મધુર બને છે. રૂપિયાભાર ચૂર્ણ ફાકી શકાય છે, ઠંડા પાણીના ઘુંટડે ઉતારી જવું. મળે તો દ્રાક્ષના રસ સાથે પીવું. વધારેમાં વધારે એક અધોળ ચૂર્ણ દિવસનું લઇ શકાય. આ ચૂર્ણના સેવનથી ગરમીના રોગો, ઉનો તાવ, દાહ, મૂર્છા, તરસ, પ્રમેહ જેવાં દરદોમાં લાભ મળે છે.

## નાગરંગફલાદિ ચૂર્ણ

આ ચૂર્ણ રૂપિયાભાર લેવું અને ગોળમાં ગોળી વાળી ખાઈ લેવી. પરદેશ જનાર લોકોમાંથી ઘણાને પાણી લાગે

છે. પાણી લાગવાનો ભય જેમને રહેતો હોય તે આ ચૂર્ણ પાસે રાખી એનો ઉપયોગ કરતા ફરે તો ગમે તેવી પરદેશી મુસાફરી કરવા છતાં પાણી લાગવાનો સંભવ રહેશે નહિ.

## દ્વિનિશાદિ યોગ

જમાનો સૌન્દર્યનો છે, લાવણ્યનો છે, આકર્ષક બનવાનો છે. સ્નો, વેસેલીન, પોમેડ, પાવડરની પાછળ જગત આંધળું થયું છે. એના દોષો ચામડીને લુખ્ખી પાડી દેવી વગેરે લોકોના લક્ષમાં આવતા નથી. એ સાધનોથી સાધેલું કૃત્રિમ સૌન્દર્ય સદાને માટે નથી રહેતું દેશી પ્રયોગો એવા દોષોથી મુક્ત છે. દ્વિનિશાદિ યોગ નામનો આ એકજ પ્રયોગ વાપરી જોવાથી ખાત્રી થશે. એને પાણીમાં લસોટવો. શરીરે પીઠીની જેમ ચોળવું. છેવટે ન્હાઈ લેવું. શરીર સુંદરજ નહિ બને પરંતુ સુગંધિ પણ શરીરપર રહેશે.

## ભુજંગાદિનાશક ધૂપ

જે ગામમાં સાપનો ઉપદ્રવ ઝાઝો હોય તે ગામલોકો ઇચ્છે કે સાપ પોતાના ઘરમાં ન આવે. ઉંદર તો ગામોગામ અને ઘેરેઘેર ઉભરાય છે. એ સાપ જેવા આમ તો ભયંકર નહિ પણ જ્યારે રોગચાળો ફાટી નીકળે ત્યારે ઉંદર એ રોગનું ફેલાવનાર સાધનરૂપ છે એવી મહામારીથી અળગા રહેવા ઇચ્છનાર પણ એના ઉપાયો શોધે. તેમજ માંકડ ચાંચડ વગેરેનો ઉપદ્રવ હોય તો ભુજંગાદિનાશક ધૂપ ઘરમાં કરવો.

## પારદવિકાર હર યોગ

રસસારરસ સાકર અને માખણમાં દેવો.

અશુદ્ધ પારદવાળી બનાવટો ખાવાથી વિકાર થઈ ગયો હોય તો શુદ્ધગંધકનું સેવન કરવાથી વિકારશાંતિ થઈ જાય છે.

## બીજપૂરમૂલયોગ

પેશાબમાં પથરી થાય તે પહેલાં તે ઝીણા ઝીણા કણ રૂપે હોય છે. અથવા પથરી બંધાઈ ગઈ હોય છતાં કોઈ કારણસર પેશાબનું બંધારણ બદલાઇ જતાં પથરીનો ચુરો થઈ જાય છે. તેને શર્કરા કહે છે. પેશાબ સાથે ઘસડાઇને શર્કરા બહાર નીકળી જાય છે. પરંતુ માર્ગ સાંકડો એટલે ભરાઈ પડે છે. એવું બનવા પામે તો બીજોરાં લીંબુના મૂળનો ઠંડા પાણીમાં કરેલો ઘસારો પી લેવો. એનાથી અટકી રહેલી શર્કરા જલદી બહાર નીકળી જાય છે.

## પિપ્પલીશોધન

લીંઢી પીપર તો ગામડાના અજ્ઞાન માણસથી શહેરના સુધારકો સુધી સૌ જાણતું હોય એવું દ્રવ્ય છે. લગભગ બધાએ કોઈને કોઈ રીતે એનો ઉપયોગ કર્યો હશે. એને શુદ્ધ કરવાની જરૂર છે નહિ. કચરો સાફ કર્યો એટલે શુદ્ધજ કહેવાય. આયુર્વેદની શાસ્રીય દ્રવ્યશુદ્ધિ એટલે એનો મલ નાશ થવો એટલુંજ નહિ, પરન્તુ એ તો એક સંસ્કાર છે. અને સંસ્કાર એટલે ગુણાન્તરાધાન. અર્થાત્ એ દ્રવ્યમાં રહેલા ગુણો કરતાં વિશેષ ગુણનું એમાં સ્થાપન કરવું તે. પીપરનું પણ શોધન કરવું એવો એક પ્રવાહ છે. ચિત્રાનો ઉકાળો પીપરોમાં નાખીને તડકે સુકવી દેવાથી પીપરો શુદ્ધ થાય છે. એથી જરૂર પીપરનો દીપન પાચનગુણ વૃદ્ધિંગત થવાનો. એટલે આવી પીપરો વાપરવાથી સારો લાભ થાય.

## મહાસરસ્વતી ચૂર્ણ

સેંકડો અને હજારો મહાગ્રંથોને સ્વપ્નમાં પણ અસ્ખલિત બોલી શકે એવી મહામેધાનો પ્રાચીન યુગ અત્યારે નથી રહ્યો. એક લઘુ પુસ્તક તો શું ફકરો પણ અત્યારે યાદ કરીને વર્ષો પછીની વાત જવા દઇએ બીજેજ દિવસે બોલવા કહ્યું હોય તો ગેં ગેં ફેં ફેં થઇ જાય એવી મન્દ બુદ્ધિનો હવે વખત છે. અને ભણવાનું તો બહુયે છે. એવે વખતે મહાસરસ્વતી ચૂર્ણ એને મધ તથા ઘીમાં મેળવીને ખાઈ લેવું. એ પચી જતાં દૂધ પીવું. શરૂમાં રૂપિયાભારની માત્રા વધારે જણાય તો બેથી ચાર આનીભારની માત્રાથી શરૂ કરવું. આના સેવનથી આબાદ સ્મરણ શક્તિ વધે છે. મૂગો માણસ પણ જીભછુટો થઈ શકે છે. ઓછી અક્કલના આદમીઓને, ભણવા ઈચ્છતા મંદમતિના વિદ્યાર્થીઓને, તોતડાં માણસોને, મગજશક્તિમાં પછાત માનવીઓને અને ગાંડાંને પણ આ ચૂર્ણ ફાયદામન્દ નીવડે તેમ છે.

## યશદ વિકારોપાય

જસત શુદ્ધ કર્યા વગર એની ભસ્મ કરી નાખી હોય અગર ભસ્મ કાચી રહી ગઈ હોય તો ફાયદાને સ્થાને નુકસાન થવાનું. પ્રમેહ, અજીર્ણ, વાયુ, ઉલટી, ભ્રમ, વગેરે રોગ થાય છે.

એવા વિકાર ઉપડેતો નીચે પ્રમાણે કરવું. નાની હરડે (હીમજો)નું ચૂર્ણ અને સાકર મેળવીને ત્રણ દિવસ સુધી એનું સેવન કરવું. એટલે એ વિકારો શાંત થઈ જશે.

## રક્તાંજન

અંધાપો આજકાલ ઓછો નથી આવતો. ન દેખાવું એ અંધાપાનું સામાન્ય લક્ષણ છે. પરંતુ એના વિદ્વાનોએ એના જુદી જુદી દૃષ્ટિથી અનેક ભેદો પાડયા છે, આયુર્વેદમાં એનું તિમિર રોગના નામથી વર્ણન મળે છે. એ તિમિરના છ પ્રકાર પાડેલા છે, બધા પ્રકારનાં સાધ્ય તિમિરો માટે રક્તાંજનનો ઉપયોગ શાસ્ત્રે ફરમાવેલો છે. બનાવટ બહુ સરસ છે અને મધ સાથે મેળવીને આંખમાં આંજવા જેવી છે.

## બંગવિકારશમનોપાય

મેંઢાશીંગીનું ચૂર્ણ અને સાકર એકત્ર મેળવીને ત્રણ દિવસ સુધી એનું સેવન કરવું. એથી કલાઈની ભસ્મ કાચી રહી ગયેલી અથવા અશુદ્ધ કલાઇની કરેલી ભસ્મ ખાવાથી થયેલા તમામ વિકાર ત્રણુજ દિવસમાં શમી જાય છે.

## વમનકારકરસ

મીંઢળનાં બીજ ૧ાા ભાગ, આકડાના મૂળની છાલ બે ભાગ અને જેઠીમધ પાંચ ભાગ લઈને યથા વિધિ ચૂર્ણ બનાવવું. એમાંથી ૫–૮ આનીભાર ચૂર્ણ પાણી સાથે પાઈ દેવાથી સારી રીતે ઉલટી થાય છે.

સિંધાલુણને આકડાના દૂધની ભાવના આપીને તડકામાં સુકાવી રાખવું. તેમાંથી અડધો પોણો તોલો જેટલું ચૂર્ણ ગાયના દૂધની સાથે પીવાથી થોડાક વખતમાં ઉલટી થઈ જશે.

## વિષાદિ ગુટિકા

રસરત્નસમુચ્ચય ઉત્તરખંડ અધ્યાય ૧૯માં આ ગોળીઓ બનાવવાની રીત વગેરેનું વર્ણન છે. વૃદ્ધ માનવીઓ માટે

આ ફક્કડ ઔષધ છે. આવડી ઉમરે ઉત્પન્ન થનારા રોગો ઉપર પણ આ ગોળીઓ એક ઉપયોગી ઈલાજ છે. વૃદ્ધો એનું સેવન કરી જુએ એથી વિશેષ એને માટે કહેવું નકામું છે.

## શીત પ્રશમન

શરીર ઠંડુ રહેતું હોય અથવા ટાઢ વાઈને તાવ આવતો હોય અને શરીરમાં ગરમીની જરૂર હોય ત્યારે શીત પ્રશમન દશક મહા કષાયના નામ તળે આચાર્યે પસંદ કરેલાં તગર, અગર, ધાણા સુંઠ, વજ, પીપર વગેરે દસ ઔષધોમાંથી એક અથવા બધાંનો ઉકાળો કરી પીવા અથવા ચૂર્ણ શરીરે ઘસવા માટે વાપરવાં. સુંઠ અને દાળિયાનું ચૂર્ણ શીત આવે ત્યારે શરીરે ઘસવાથી ફાયદો થાય છે.

## શુક્રજનન

જતે દિવસે વખત એવો આવતો જાય છે કે વિલાસનો પાર નહિ અને સંયમની છાંટ નહિ. એટલે અતિ મૈથુનથી વીર્ય ભરપૂર તો ક્યાંથી જ હોય? અને એવાં માનવી આજે જ છે એવું કંઈ નથી એતો સૃજન જુનાં છે, પણ ટકાવારી આજે વધી ગઈ છે.

મેદામહામેદા, જીવક વગેરે અષ્ટવર્ગના નામે ઓળખાતાં દ્રવ્યો અને અઠીમઠી, કાકડાસીંગી વગેરે શુક્રજનનદશક મહા કષાય કહેવાય છે. એના સેવનથી શરીરનો રાજા પુષ્કળ અને પુષ્ટ થાય છે.

## શુક્ર શોધન.

પ્રજા સારી થવા માટે શુક્ર દોષથી ઉપહત નહિ હોવું જોઈએ. નિર્મળસ્ફટિક જેવું, ઘન અને સુગંધિ હોવું જોઇએ.

કોઈ પણ કારણથી અશુદ્ધ થયેલ વીર્યને આબાદ બનાવવા વાસ્તે શુક્રશોધન દશક મહાકષાયનાં ઔષધો વાપરવાં. કઠ, કાયફળ, સમુદ્રફેન, શેરડી, એખરો, ખસનો વાળો વગેરે ઔષધ એની અંદર આવે છે.

## શ્રમહર

કોઈપણ કારણસર અતિશય શ્રમ લાગ્યો હોય તો શ્રમહર દશક મહાકષાયનાં ઔષધોનો ઉકાળો પી લેવો. દ્રાક્ષ, ખજુર, ચારોળી, બોર, દાડમ, ફાલસા, શેરડી, જવ, જેઠીમધ વગેરે એમાં આવે છે.

પાન અને તુલસીના રસની–કવાથની સાથે અથવા ગોમૂત્રની સાથે અશ્વગંધ ખર્પર પર્પટી ખાવાથી શ્વાસ અને ખાંસીનો નાશ થાય છે.

આરોગ્યસાગર રસ મરી અને ઘી સાથે આપવાથી પાંડુ, ગુદા રોગ, મસ્તક પીડા વગેરે અનેક રોગોમાં ફાયદો થાય છે.

## કાયાકલ્પ.

અભ્રકભસ્મ, આંમળાં, ત્રિકટુ અને વાવડીંગ સમાન ભાગે લઈ ભાંગરાના રસ અથવા પાણીમાં બે પ્રહર ઘુંટી ગોળીઓ કરવી. એક એક ગોળી રોજ એક વર્ષ સુધી ખાવી. બીજે વર્ષે બબે અને ત્રીજે વર્ષે ત્રણ ત્રણ ગોળીઓ લેવી. આ રીતે ત્રણ વર્ષમાં સો પલ અભ્રકના રસાયનના સેવનથી મનુષ્ય વજ્રકાય બને છે. શ્વાસ, ક્ષય વગેરે તો ત્રણ માસમાં જ મટે છે. પથ્ય પાલન આવશ્યક છે.



# વૈદ્યકીય પુસ્તકો (હિંદી)

**ભારત ભૈષજ્ય રત્નાકર**—આયુર્વેદશાસ્ત્રનો અપૂર્વ ગ્રંથ
પાંચ ભાગના રૂા. ૨૭–૦–૦

**અનુભવ મંજૂષા**—અનુભૂત પ્રયોગોનો સંગ્રહ કિં. ૦–૮–૦

**ઉપશય વિજ્ઞાન**—દરેક રોગમાં વપરાતી વનસ્પતિઓ કિં. ૦–૬–૦

**મનુષ્યકા આહાર**—ખાનપાન સંબંધી કિં. ૦–૬–૦

**ઈન્ડીયન ફાર્માકોપીઆ**—(અંગ્રેજીમાં) દવાઓની
બનાવટ વિગેરે કિં. ૧–૦–૦

શ્રી નગીનદાસ ગ્રંથમાળાના

# અત્યંત ઉપયોગી ગુજરાતી પુસ્તકો

**મહાત્મા ગાંધીજી અને શ્રીમદ્ રાજચંદ્ર** કિં. ૦–૨–૦

**આત્મસિદ્ધિ શાસ્ત્ર**—(અર્થ સહિત) કિં. ૦–૩–૦

**શ્રીમદ્ રાજચંદ્રના પત્રો** કિં. ૦–૨–૦

**આત્મજયોતિ**–(ઉપરના બે પુસ્તકોમાં આવી જાય છે) કિં. ૦–૬–૦

**સમાધિશતક**–(અર્થ સહિત) કિં. ૦–૧–૬

**જિનવાણી**–તુલનાત્મક દર્શન વિચાર કિં. ૦-૧૨-૦

### શ્રી ધીરજલાલ ટોકરશીની બાલગ્રંથાવલીની

**બીજી શ્રેણિના હિંદી અનુવાદના દરેક પુસ્તકની** કિં. ૦–૧–૦
,, ,, વીસ પુસ્તકોનો સેટ ભેગો રૂ. ૧–૦–૦

ઉપરના તમામ પુસ્તકો આત્મિક શાંતિ અને ધર્મ સંબંધી જ્ઞાન મેળવવા ઈચ્છતા દરેકને અત્યંત ઉપયોગી અને માર્ગદર્શક છે.

**ઊંઝા આયુર્વેદિક ફાર્મસી**—અમદાવાદ, મુંબઇ ૨
પુના સીટી તથા ઊંઝા

મુદ્રક—"શારદા મુદ્રણાલય" ખાડનગેટ ભદ્ર પાસે—અમદાવાદ.

## —: આ લેખકનાં સમશ્લોકી ભાષાંતરો :—

1. શ્રૃંગાર તિલક
2. શ્રૃંગાર ભૂષણ ભાણ
3. મુદ્દન મુખ ચપેટિકા
4. શિવ મહિમ્ન : સ્તોત્ર
5. વિષ્ણુ મહિમ્ન : સ્તોત્ર
6. ઋતુ સંહાર
7. શ્રુત બોધ

મળવાનું ઠેકાણું :

**કાશી વિશ્વનાથ**

ઊંઝા. [ ઉ–ગુજરાત ]